# વૈરનો વાંસેવરયો વારસો.

ફ્રેંચ ઇતિહાસ ઉપરથી રચીને પ્રસિદ્ધ કરનાર

દીવાન બહાદુર

રણછોડભાઈ ઉદયરામ.

મુંબાઇ.

સંવત ૧૯૭૮. આશાડ. સન ૧૯૨૨. જુલાઈ.

મૂલ્ય ૧—૮—૦

# વૈરનો વાંસેવળ્યો વારસો.

ફ્રેંચ ઇતિહાસ ઉપરથી રચીને પ્રસિદ્ધ કરનાર

દીવાન બહાદુર

રણછોડભાઈ ઉદયરામ.

મુંબઇ.

સંવત ૧૯૭૮. આશાઢ. સન ૧૯૨૨. જુલાઇ.

મૂલ્ય ૧-૦-૦

પ્રકાશક

દીવાન બહાદુર રણછોડભાઇ ઉદયરામે સર્વ પ્રકારના હક
રજીસ્ટર કરાવી પોતાને સ્વાધીન રાખી
આ પુસ્તક મુંબઈ, નવી ગામદેવી હારવી રોડ ઉપરના
લીલા ભવનમાં-પ્રસિદ્ધ કર્યું.



મુદ્રક

જાદવજી પીતામ્બર ઠક્કર લેડી નૉર્થકોટ હિન્દુ ઑર્ફનેજ કે. એન.
સેલર પ્રેસ, ૯૩ ચીંચપોકલી પરેલ રોડ, મુંબઇ.





**क्लोविस**
**Clovis** } **फ्रेंकोनो राजा, जन्म, ४६५ मरण ५११**
**४८६ मां मेरोविनजियन वंशनो राजा थयो.**

From the Historian's History of the World



A 3089 Lakshmi Art, Bombay, 8

# પાત્રો.

**ક્લોવિસ**-( Clovis I. ) ગાલ અથવા ફ્રાન્સનો પ્હેલો રાજા ઈ. સ. ૪૬૫ જન્મ ૫૧૧ માં મરણ.

**ક્લોટિલ્ડા** Clotilda-ક્લોવિસ ૧ લાની નવી રાણી, બરગંડી ( Burgundy ) ના રાજા ચિલ્પેરિકની પુત્રી. ઈ. સ. ૪૯૩ માં પરણી.

**થિયોડોરિક**-( Theodoric ) ( Thierry ) થિયેરી-થિવેરી-ક્લોવિસની પ્હેલી રાણીનો પુત્ર. જે ૫૩૪ માં મરણ પામ્યો. (Austrasia) ઓસ્ટ્રેશિયામાં એના ભાગની જાગીરનો રાજા થયો. (૫૧૧)

| | | |
|---|---|---|
| **ચિલ્ડેબર્ટ** | ( Childebert ) | ક્લોટિલ્ડાની કુખે થયેલા |
| **શિલ્ડેબર** | | |
| **ક્લોડોમિર** | ( Clodomir ) | ક્લોવિસના કુમારો. |
| **ક્લોટેર** | ( Clotaire ) | |

**સિજિસમંડ** (Sigismund)-બરગંડીનો રાજા.

**ગણ્ડેબાલ્ડ** (Gundebald) સિજિસમંડનો પિતા જેણે પોતાના ભાઈ અને ક્લોટિલ્ડાના પિતા ચિલ્પેરિકનું તથા તેના કુટુમ્બનાં સર્વે માણસોનાં ખુન કર્યાં હતાં તે.

**શેતાન-શયતાન** (Satan )-ધર્મવિરૂદ્ધ વર્તનકરનાર અવનવી શક્તિ, જે મનુષ્યોનાં મન ડ્હોળી નાંખે છે, અને નઠારાં કર્મ કરાવે છે તે ( હિન્દી કલિ જેવો )

**દાસી**-ક્લોટિલ્ડાની. **પાદરી**-ક્લોટિલ્ડાનો ગુરૂ.

**રાણી**-પાપિણી સિજિસમંડની, અને તેનો પુત્ર.

**થ્યુડિબર્ટ**-( Theudibert) થિયોડોરિકનો પુત્ર.

**થ્યુડેબાલ્ડ**-( Theudebald ) થ્યુડિબર્ટનો અનૌરસ પુત્ર. **વાલ્ડેરાડા** ( Walderada ) નો પતિ.

**ધવલચંદ્રના** ( Radegund ) રાડેગણ્ડ ( રિનજિયનની દીકરી ) ક્લોટેરની પ્હેલી સ્ત્રી (જે ક્લોટેરના ભાઇ ચિલ્ડેબર્ટના ઉપર છૂપો પ્રેમ રાખતી હતી) તેની સાથે તે ૩૨ વર્ષનો હતો ત્યારે સન ૫૨૯ માં પ્રથમ પરણ્યો હતો.

**ગંડેંચા** } (Gondencha) -ક્લોડોમિરની વિધવા—જેની સાથે તેના **લીલિયા** } પતિના મરણ પછી તેને ઠગીને ક્લોટેર ફરી પરણ્યો હતો. અને જેનું નામ **લીલિયા** પાડયું હતું તે.

**વીસીગાર્ડા**—થ્યુડિબર્ટની સ્ત્રી-(વાછોની Wacho દીકરી.)

**વાલ્ડેરાડા** } Walderada થ્યુડિબાલ્ડ સાથે પરણી, જેણે પછીથી **સલુણી** } કલોટેર સાથે નાતરૂ કર્યું. **અને** જેનું નામ સલુણી રાખ્યું હતું.

**કલો અથવા કલુ**—Cloud—Clo ક્લોડોમિરનો ત્રીજો પુત્ર, જેને ક્લો ટિલ્ડાએ પોતાની પાસે રાખ્યો હતો, જેને પછવાડેથી સેણ્ટ (સાધુ) બનાવ્યો.

**કલોટેરની પુત્રી**-Fludowinda or Clotosuinda જે **લો**મ્બારડીના રાજા Alboni (૫૬૦-૫૭૩ થયો તેની) સાથે પરણી હતી. તેની પ્હેલી રાણી રોઝમુણ્ડાનો બાપ Cunimund નામનો હતો. તેનું ખુન ૫૬૬ માં પોતાના યાર Helmichis નામે એક સોલજર હતો તેની પાસે કરાવી, તેના માથાની કોપરી ફહાડી લેઇ તે દારૂ પીવાના કામમાં વાપરવા લાગી હતી.

---

## બરગંડીના પાત્રો.

**ગોડેમાર** સિજિસમંડનો ન્હાનો ભાઇ, પછી રાજા થયો.

**ચપળા**—ગોડેમારની પતિ-રાણી.

**કારભારી**-ગોડેમારનો.

**સેનાપતિ**-સરદાર ગોડેમારનો.

**ખંદી**-ચપળા રાણીની દાસી. જે **કલો**ટેરની દાસી થઇ.

**બ્રંધ**:—ચપળા રાણીનો ભાઇ.

---

# વૈરનો વાંસેવશ્યો વારસો.

## દિગ્દર્શન.

બની ગયેલા બનાવો, ઇતિહાસનાં વિસ્તીર્ણ પૃષ્ઠોમાં નોંધાયેલા હોવાથી, તેમાંના જૂદા જૂદા પ્રસંગોનું તારણ મનુષ્યના શુભ વર્ત્તનને ઉત્તેજિત કરે એવા પ્રકારે રચના કરીને પ્રસિદ્ધિમાં મૂકેલું હોય તો તે અભિમત અને ઉપયોગી થઈ પડે છે. મનુષ્યના હૃદયરૂપ ક્ષેત્રમાં જેવાં સંસ્કારરૂપ બીજ વાવવામાં આવે છે તેવું તેમાંથી ફલ ઉત્પન્ન થાય છે. પ્હેડી દર પ્હેડીથી બીજ રૂપે શુભાશુભ સંસ્કારોનો વારસો પૂર્વજો દ્વારાએ મનુષ્યોમાં ઉત્તરી આવે છે. સદાચારી પુરૂષો સતત અભ્યાસથી અંતઃકરણની શુદ્ધિ ઉત્તરોત્તર વૃદ્ધિગતપણે પ્રાપ્ત કરતા જાય છે, અને પછી તેના શુભ સંસ્કારો તેમની સંતતિમાં ઉત્તીર્ણ થાય છે. જે ધર્મના પાલનથી, અને આચારથી, મનુષ્યોનાં અંતઃકરણ શુદ્ધ, નિર્મલ, અને કાપટ્ય રહિત બની, તેઓ સદાચારી બને તેજ ધર્મ ખરો સમજવો.

પૃથ્વીપટ ઉપરના ભિન્ન ભિન્ન ધર્મપ્રવર્ત્તકોના મૂળ અને મુખ્ય ઉદ્દેશો પણ આ સિદ્ધાન્તનુંજ પ્રતિપાદન કરે છે.

ભાગ્યવશાત હૃદયમાં દુર્ગુણનું બીજ રોપાયું હોય, છતાં, સદ્ધર્મના જ્ઞાનાચારથી તે નિર્દગ્ધ થઇ જતાં નિરંકુર અને નિર્મલ બની જાય છે. બરગંડીના રાજાની પુત્રી ક્લોટિલ્ડાએ ખ્રિસ્તિધર્મ સ્વીકાર્યો હતો. અને ફ્રાન્સના ક્લોવિસ રાજાની સાથે તે પરણી હતી. તેણિયે પોતાના પતિને સમજાવીને તે ધર્મ તેની પાસે સ્વીકારાવ્યો હતો ખરો, પરંતુ વંશપરંપરાગતની વૈરબુદ્ધિના ગાઢ સંસ્કારો વાંસે વાસો કરી વશેલા હોવાથી, તે વખતના વ્હેવાની સાથે વિકાશ પામ્યા. આ તેના સંસ્કારો તથા ક્લોટિલ્ડામાં ઓધે ઉતરેલા તેવાજ સંસ્કારો તેના વંશજોમાં કેવે પ્રકારે પ્રાદુર્ભૂત થયા, અને વિકાશ પામતાં તેમાંથી કેવાં માઠાં પરિણામો નિપજ્યાં તેનો આબેહૂબ ચિતાર પ્રસ્તુત નાટકમાં આપવામાં આવેલો છે.

આ વિષેના ઇતિહાસની માહિતી જુવોઃ-"યૂરોપિયનોંનો પૂર્વ પ્રવેશ આદિ સાથે કારાગાર" એવા નામની મારી રચેલી ગ્રંથમાળાના પાંચમા ભાગમાં फ्रान्स देशनो इतिहास પૃષ્ટ ૨૯૩ થી પ્રારંભાય છે તે. ફ્રાન્સના ઇતિહાસ ઉપરથી ત્યાંના અને બીજા યૂરોપિયન વિદ્વાનોએ નવલકથા ઉપન્યાસ અને રૂપકો રચ્યાં છે, પરંતુ ગાલ અથવા ફ્રાન્સના રાજ્યની પ્રથમ સ્થાપન કરનાર મેરોવિનવિજયનના રાજ્યની વસ્તુ (ઇતિવ્રત) ઉપરથી કોઈ લખાણ થયેલું મારા જાણવામાં આવ્યું નથી, પ્રથમ મેં આ રૂપકનું નામ वैरनो वारसो એવું રાખ્યું હતું પણ એવા નામનાં કેટલાંક લખાણ થયાનું મારા જાણવામાં આવ્યું એટલે તેમની સાથે સરખા નામની અથડમ અથડા ન થવા દેવાના કારણથી મેં મારા રુપકનું वैरनो वांसेवस्यो वारसो એવું વિચિત્ર નામ આપ્યું છે.

મુંબઈ, તા. ૨૦ મી જુલાઇ ૧૯૨૨.
નવી ગામદેવી. લીલુ ભવન.
આષાઢ વાદ ૧૧–૧૯૭૮.

રણછોડભાઇ ઉદયરામ.



क्लोटिल्डा } क्लोविस-१ लानी नवी राणी
Clotilda } ४९३ मां १८ वर्षनी वये परणी.

From the story of the Nations

A 3089—Lakshmi Art, Bombay, 8



क्लोविसने ४९६ मां बापटिझम आप्युं.
सेण्ट रेमिजिनस (**Remiginus**) पादरिये,–रीम्स (**Reims**) मां.
From Hutchinson's History of the Nations

A 3080– Lakshmi Art, Bombay, 8

# वैरनो वांसे[illegible]या वारसो.

## अंक १ लो.

### દશ્ય ૧ લું.

### સ્થળ—ક્લોટિલ્ડાનો મ્હેલ.

ક્લોટિલ્ડા—(ઘુટણે પડી પ્રભુની પ્રાર્થના કરે છે.)

(ગીતિ)

અકલિત અદ્‌ભૂત મહિમા, એવા પાળક પ્રભુ! સુમતિ—આપો;
પાપ બિજકને બાળી, દુર્મતિ દુર્જન તણી તમે કાપો ૧

ધાર્મિકવૃત્તિ ડાબી, જે શયતાની વલણ ચડી આવે;
તેને પ્રભુ રોકે તો, શાન્તિ, ધાર્મિકબળ જગમાં લાવે. ૨

સકળ જગતમાં જોતાં, સત્તા શયતાનની બધે ભાળું;
એવા એ પાપીનું મુખ મરડી દે કલિ સરખું કાળું. ૩

(શયતાન પ્રકટ થાય છે, તેને જોઇ ક્લોટિલ્ડા ભયભિત સ્થિતિમાં ઉભી થાય છે.)

શયતાન— (ગીતિ)

શયતાની જ્યાં જામી, ત્યાં છે શયતાનનું પ્રબળ ભારી;
તે ઉભો તુજ સામે, નિહાળ આંખો ઉઘાડીને તારી. ૪

જેને હૃદય બિરાજું, તેને આ જગ વિષે સદા તારૂં;
એવો મહિમાવાળો, કર આરાધન સદાય તું મારૂં. ૫

**કલોટિલ્ડા**–મારા પાપમોચન ગુરૂએ તારા વિષે મારા હૃદયમાં તારી એટલી બધી દુષ્ટતા સમજાવીને ઠસાવી દીધી છે, કે તેના પરિબળ આગળ, તારી અસર તું મને જરા પણ કરી શકનાર નથી.

**શયતાન**-તારા ગુરૂનો ગુરૂ ક્રાઇસ્ટ, જે જગતનું તારણ કરવાનો ઢોંગ લઈ બેઠો હતો, તેને ફાંસિયે લટકાવનાર કોણ? બોલ, ન જાણુતી હોંઉ તો તું જાણી લે. તે પ્રબલ જન હું પોતે. હજારો ધર્મ-પ્રવર્ત્તક જનોનો મેં ઘાણ વાળી મૂકયો છે, તો તારો ગુરૂ મારા આગળ શા હિસાબમાં? રાણી! તું ખરી વાત સમજીશ તો તારી મેળેજ ઢોંગી ધર્મના ચાળા કરતી બંધ પડી જઇશ, જો મારી ઉપાસક થઇશ તો.

**કલોટિલ્ડા**–હું તારી ઉપાસક થાઉં? કદિ નહિ, કોઇ કાળે નહિ.

(ગીતિ)

ધાર્મિક જનનું મન તો, પ્રબળ બનેલું કદાપિ નવ ડોલે;
છાયા પ્રભુની તેમાં, ભલે કૂડો જન મથી મથી ડોળે. ૬

**શયતાન**–આંખો અને કાન જોવા અને સાંભળવાને માટે છે,–
ન જુવે આંખ ઉઘાડી, શુણે ન શરવા કરી કરણ પોતે,
તે જન અંધો બ્હેરો, અખડઇ પડશે દુઃખી થતો રોતે. ૭

અયિ કલોટિલ્ડા તારા કાકા ગણ્ડેબાલ્ડ પોતાનો સ્વાર્થ સાધી, આખા રાજ્યનો માલિક બનવાને, પોતાના ભાઇનો ભાગ હોઇયાં કરીને તેમનુ સત્યાનાશ વાળી નાખ્યું, તે તેં તારી નજરે દીઠું છે? અથવા કાને સાંભળ્યું છે? મા, બાપ, ભાઇ બ્હેનોનાં મડદાં લોહી-લોહાણ થઈ, એક પછી એક, પડતાં હતાં તે વેળાએ, પોતાનો કેવળ સ્વાર્થ સાચવવા, જીવ બચાવવા, ભીરૂ બનીને એક સ્ત્રી પોતાનાં સગાં વ્હાલાંને તરફડતાં મૂકી નાશી ગઇ હતી તે સ્ત્રી કોણ હતી? તે તું જાણે છે કે?

**કલોટિલ્ડા**–( ત્રાસથી કાંપતી ) એ વાત તું મારી પાસે કહીશ નહિ. મારૂં મન ડોળાઈ જાય છે, તેના સ્મરણ માત્રથીજ, અતિશય ખિન્ન ભિન્ન થઈ જાય છે, અને તે પરવશ થવા માંડતું હોય એમ ભાસ થાય છે.

(દુહો) દુષ્ટ વસે જે વાસમાં ભ્રષ્ટ જગા તે થાય;
વાતાવરણ ફિટે બધો, સૌ તેમાં રગડાય. ૮

દીસ્તો રહે! દૂર થા! આ સ્થાનનું વાતાવરણ તારી દુષ્ટતાથી ભ્રષ્ટ થવા માંડયું છે.

**શયતાન**–મારા સવાલનો એ જવાબ નથી. પોતાનો સ્વાર્થ સાધવાને નાશી ગયેલી સ્ત્રી તું પોતેજ હતી એ વાત ખરી કે નહિ?

ફ્લોરિન્ડા–(ધ્રૂજતી) (ગીતિ)

શયતાની જયાં જામે, રૂડાં જન પણ બને કૂડાં ત્યારે
જગ કયમ સુખિયું થાશે, પ્રભુજી આવો તમે તુરત વ્હારે. ૯

(ક્રૉસ હાથમાં લઇને કોઇ દેવીજન પ્રવેશ કરે છે. ક્રાઇસ્ટ જેવો સર્વ પ્રકારનો દેખાવ નજર આવે છે.)

(સ્તંભીકરણ.)

# દૃશ્ય ૨ જું.

## સ્થળ-વિશ્રામ આવાસ.

**ક્લોટિલ્ડા:**-(રણશૂર વૃત્ત, જુઓ રણ પિંગલ ભા. ૧ પૃ. ૩૬૭)

છૂટી છું શયતાન થકી ને, બચી દુઃખના મારાથી
વાવંટોલ થકી ઉગરી છું, થતા શબ્દના દારાથી
તેં તારી મુજને જગત્રાતા, સદા તારજે એ રીતે
તારા ગાઇશ હું ગુણ નિત્યે, ભલા ભાવથી ને પ્રીતે. ૧૦

**શયતાન**—( એકાએક દેખા દઇને) તારાથી દેવાય તેટલી ગાળો દે; શબ્દનો મારો દારો ખોટો નથી, તું ઉત્તર આપી શકી નથી; જગતને ડુબાવનારે કયા પ્રકારે તને તારી તું ગણે છે? ક્રૉસ લઇને જે જન આવ્યો હતો તેને હજી લગણ તેં ઓળખ્યો નથી.

**ક્લોટિલ્ડા**—તારા જેવા દુષ્ટ લોકોએ તારી ઉશ્કેરણીથી જેને ક્રૉસ ઉપર ફાંશી દીધો હતો તે અમારો ત્રાતા ઇશુખ્રિસ્ત હતો.

**શયતાન**-મેં ધાર્યું હતું કે તું એવી ભૂલ કરીશ. એ જન તો મારો દૂત હતો ( એટલું બોલી તાળી વગાડતાં દૂત પ્રગટ થાય છે)

**દૂત**—હા એમજ હતું; તેં મારા ગુરૂનો તિરસ્કાર કરવા માંડયો ત્યારે હું ક્રૉસ લઇને તને ચેતાવવા આવ્યો, અને સૂચવ્યું કે જેના (શયતાનના) બળથી તારા ખ્રિસ્તને આવા ક્રૉસે ફાંશી દીધો છે, તેનો મહિમા તારા ખ્રિસ્ત કરતાં મ્હોટો છે, માટે મારા શયતાન ગુરૂના કથનને માન આપી તેની ઇચ્છા પ્રમાણે તારે વર્તવું યોગ્ય છે.

**ક્લોટિલ્ડા**—(જરા ભયભીત થઇ) કયાં તારો ક્રૂર દેખાવ, અને કયાં મારા ત્રાતાનો સૌમ્ય ભાવદર્શક સુખદ દેખાવ! હું તારા જેવા ઠગારાથી ઠગાઉં એમ નથી. તારી છેતરપંડી મારા આગળ ચાલવાની નથી.

**દૂત**—(પોતાની પાસે ગદા હતી તે ઉગામનો) દુષ્ટા? તું મારી સમક્ષ મારા ગુરૂની અવજ્ઞા કરે છે તો લેતી જા. (તેના ઉપર પ્રહાર કરવા જાય છે.)

**શયતાન**--(વચ્ચે આવી પ્રહાર નિવારતાં) નહિ દૂત!

(ગીતિ.)

કળથી કામ સરે ત્યાં, બળથી નવ કાર્ય તો કદિ કરવું!
સરળ જનોનું વર્તન, લઇ લક્ષે તે સદાય આદરવું. ૧૧
જા દૂત, તારૂં અહિ હવે કામ નથી.

**દૂત**--થાય તેવા થવું તેમાં શું છે નવું? (ગદા ઉગામતો કલોટિલ્ડાની સામે ડોળા કાઢતો અલોપ થઈ જાય છે.)

**કલોટિલ્ડા**-- (ગીતિ)

બીરૂ જન થઈ ડરકુ ડરાવવાથી ડરી જઈ- ચાલે;
પણ બળિયાની આગળ, કુટિલ જનોનું કશું બળ નવ હાલે. ૧૨

**શયતાન**--મારૂં બળ કેટલું છે તે બતાવવાને તને અહિંથી ઉંચકી જાઉં એટલીજ વાર છે. પણ મારે એમ કરવું નથી. તારાં સગાં વ્હાલાં ખાતર, તેમણે મને વિનવ્યા પ્રમાણે, તને એટલુંજ નિવેદન કરવા આવ્યો છું, કે તેઓ નરકમાં અતિ ભારે કષ્ટ ભોગવે છે; તેમના જીવનું તારણ થતું નથી, તેથી તેઓ પીડાય છે. તેઓ કહે છે કે, અમારી હત્યા કરનારા પાસેથી અમારૂં કોઇ જન, વૈરનો બદલો લેશે ત્યારેજ અમારા વાંસા ઉપર આવી વસેલા બોજાનું બળ ઓછું થવાથી અમારૂં તારણ થશે.

**કલોટિલ્ડા**--હેં! તેઓ તેજ કારણથી પીડાય છે? અને શું એમણે વૈર લેવા કહ્યું છે?

**શયતાન**--હા એમજ કહ્યું છે, પરંતુ વિશેષમાં એટલું જણાવ્યું છે કે, જે અમને લોહી લોહાણ થયલાં ટળવળતાં મૂકી નાશી ગઇ છે તેની પાસે અમારે કશું કામ કરાવવાની ઇચ્છા નથી, કેમકે, એ દુષ્ટાને કહેવામાં આવશે પણ તે અમારી ઓથે આવે એમ અમને લાગતું નથી. ધર્મનો ખોટો ઢોંગ બતાવનારી એ ઢોંગી પાપણીને અમારી દયા આવવાની નથી, માટે એ કલોટિલ્ડા પાસે તો અમારી વાતજ કરીશ નહિ.

**કલોટિલ્ડા**--આટલો બધો તેમનો મારા ઉપર અભાવ? અને તિરસ્કાર!

**શયતાન**--હા, એટલો બધો અભાવ અને તિરસ્કાર જણાવ્યો. મારૂં કહ્યું તારી નજરમાં ઉતરતું નથી તો તે પ્રત્યક્ષ જોવાની હું તને સરળતા કરી આપું છું. ( કાંઇક મંત્ર ભણતો હોય તેમ બબડી ફૂંક મારે છે. )

**ક્લોટિલ્ડા**--( બેભાન સ્થિતિમાં, અવની ઉપર ઢળી પડે છે, અને સ્વપ્નવશ હોય એવી સ્થિતિએ પ્હોંચી જાય છે. )

**શયતાન**--( તેના મ્હો ઉપર હાથ ફેરવતો બબડે છે ) હવે એને અનુભવ થશે.

( અદૃશ્ય થઈ જાય છે. )

---

## અદૃશ્ય સ્વપ્ન-દૃશ્ય ૩ જું.

### સ્થલ, શયનગૃહ.

[ ચિલપેરિક અને તેનું ધવાયલું, આખ્ખું કુટુમ્બ-પ્રેત રૂપે પ્રત્યક્ષ થાય છે. ]

ક્લોટિલ્ડા-ક્ષમા કરો પિતાજી! હું તમારી ઇચ્છા સમજી છું. તમારી અવગતિ થઇ છે એ મારા જાણવામાં હતું નહિ. કુટુમ્બઘાતકનું વૈર લેવું એજ આપની ઇચ્છા છે તો મારા પુત્રોદ્વારા હું વૈર લઇશ. ક્ષમા કરો પિતાજી.

(પ્રેત અલોપ થઈ જાય છે.)

વૈર! વૈર! વૈર! (બૂમો પાડે છે.)

**દાસી**—(પ્રવેશ કરીને) ખમા! ખમા! બા સાહેબ? તમે કોનું વૈર લેવાની બૂમો પાડો છો?

**ક્લોટિલ્ડા**--(સ્વપ્નવત્ સ્થિતિમાં) વૈર, સિજિસમંડ ઉપર વૈર, વૈર, બસ, વૈર.





क्लोटेर ⎫ जन्म ४९७–मरण ५६१ राज्य लोभी खुनी, भाई;
Clotaire ⎭ भत्रिजानां खुन करी तेमनां राज्य बथावी पड्यो.

From the Historian's History of the World



A 3089 -Lakshmi Art, Bombay, 8

(દાસી ગભરાતી, સમીપમાં ક્લોડોમિરનો નિવાસ હતો ત્યાં દોડી જઇ તેને લેઈ આવે છે. તે પોતાનાં માતાજીની બૂમો સાંભળે છે.)

**ક્લોટિલ્ડા**--(સ્વપ્નવત સ્થિતિમાં) ગણ્ડેબાલ્ડ કાકાના કુટુમ્બ ઉપર વૈર. તેના પુત્ર સિગિસમંડ ઉપર વૈર! આખા બરગંડી ઉપર વૈર, વૈર, વૈર!

**ક્લોડોમિર**--માતાજી! શાન્ત થાઓ. અમે ચારે ભાઇયો સલાહ કરીને પછી બરગંડી ઉપર ચડી જઇશું. આપ નિર્ભય થઇને સુખે ન્હોડી જાઓ. અમે ચારે ભાઇયો તમારા કાકાના કુટુમ્બ ઉપર અવસ્ય વૈર લઇશું.

**ક્લોટિલ્ડા**--(ઉંઘમાં શાન્ત થાય છે.)

(ક્લોડોમિર જાય છે.)

---

## દશ્ય ૪ થું.

## સ્થળ, થિયોડોરિકનો દરબાર.

થિયોડોરિક (ટિયેરી,) ચિલ્ડેબર્ટ, ક્લોડોમિર અને ક્લોટેર.

**ક્લોડોમિર**--આજ રાત્રિયે માતાજીને ઘણો અજંપો હતો. વૈર, વૈરના પોકાર કરતાં હતાં. એમની દાસી મારા આવાસમાં આવીને મને ત્યાં લઇ ગઈ તો મેં પણ એજ જોયું. અને સાંભળ્યું. હું તેમને શાન્ત પાડીને પછી જંપ્યાં એટલે ત્યાંથી ગયો.

**ક્લોટેર**--કોના ઉપર ર? બરગંડી ઉપર? સિજિસમંડ ઉપર? આપણી બેની વચ્ચે વાત થતાં ગઈ કાલેજ આપણા મનમાં સ્ફૂર્યું હતું તે પ્રમાણેજ માતાજીને સ્ફૂરી આવ્યું જણાય છે.

**ક્લોડોમિર**--હા. એમજ છે. મ્હોટા ભાઇ, આપનો શો અભિપ્રાય થાય છે?

**ટિયેરી**-- (દુહો)

વડા વૈર લેતા નથી, ક્ષમા કરે અપરાધ,
જયવંતા જગમાં થતાં, નડતો છે નહિ બાધ. ૧૨

**ક્લોટેર**—વૈર લેવું એમાં વડાઇ છે.

**ટિયેરી**—કુટુમ્બકલેશનો હું વખોડનાર છું, મને કુટુમ્બકલેશ કરવો ગમતો નથી.

(**દુહો**)

ક્લેશ, ક્લેશનું મૂળ છે, ક્લેશે સુખ નવ થાય.
કાળ રૂપ એ કલેશ છે, કલેશે શાન્તિ જાય. ૧૩

**ચિલ્ડેબાર**--સાધુનાં વસ્ત્ર ધારણ કરવાં હોય, ધર્મના મઠમાં જઇ વસવું હોય તેને આપનો વિચાર અનુકૂળ આવે એવો છે.

**ક્લોટેર**—પણ આપણે તો રાજ્ય કરવું છે. મઠમાં પેસીને ભજન કરવું નથી, કાંશીજોડાં વગાડવાં નથી.

( દુહો )--લડવું, મરવું, મારવું, શૂરવીરનું કામ
લૂંટી લેવું અવરનું તોજ થાય છે ઠામ. ૧૪

**ટિયેરી**—અરેરે ભાઇ! આવું શું વદો છો? આપણે તો:-

(**દુહો.**) પ્રજા પાળવી પ્રીતથી, દેવું સૌને સુખ;
હરવું નહિ કંઇ અવરનું, હરવું કેવળ દુઃખ. ૧૫

**ક્લોડોમિર**—વિવાદ કરવાનો આ અવસર નથી. આપ વડીલ છો તેથી આપના વિચાર પણ વડીલ છે, પરંતુ આપણા સર્વેનાં જે વડીલ માતુશ્રી, તે વડીલનું વચન શિર ચડાવવું એજ આપણો છોરૂનો ધર્મ છે.

( દુહો )—આજ્ઞા પાળે વડીલની, કહ્યું આદરે કામ
સાર્થક ત્યારે થાય છે, છોરૂ ધરવું નામ. ૧૬

**ક્લોટેર**—હા. વડીલમાતાજીની આજ્ઞા આપણે પાળવાની છે. વડીલને રૂચે તે આપણને રૂચવું જોઇયે. માતાજીની ઇચ્છાને આપણે આધીન થવું જોઇયે. એમની દૃષ્ટિ આગળ એમના કાકાએ કરેલો કેર તરી આવ્યો છે તેથી તેનું વૈર લેવાની તેમની વૃત્તિ પ્રબળ થઈ છે.

**ક્લોડોમિર**—આપણે આપણી મેળે ઉપાશન ઉભું કરતા નથી. સિજિસમંડના વડીલોએ આપણા નાનાનું રાજ્ય છીનવી લીધું છે, એ

રાજ્ય ઉપર આપણો મોસાળિયો હક પ્રાપ્ત થાય છે, તો આપણે તે પાછો લેવાને, હકદાર છિયે.

( દુહો ) –હક લેવો હકદાર થઈ, એજ ન્યાયની રીતિ;
ફાવી સગવડ યોજવી, ખરી એજ છે નીતિ. ૧૭

ચિલ્ડેબર્ટ–આપણે હજી લગણ તે કરી શકયા નથી તેથી આપણી લાજ જાય છે.

( દુહો )—મહિમાવંતી લાજ છે, લાજ આવશે કામ;
માટે યોજી રક્ષવી, હામ, ઠામ, ને દામ. ૧૮

ટિયેરી—માતાના કુટુમ્બની બીજરૂપ મોસાળિયા અસર તમારા ત્રણેમાં પ્રવેશ પામેલી છે, તો તમારી ઇચ્છામાં આવે તેમ તમે કરો. મારી માતા બીજી હોતાં મારામાં એવી વાસના ઉપજતી નથી, તેથી એમાં મારી સંમતિ થતી નથી, પણ સ્મરણ રાખજો, કલેશનો પરિણામ કલેશમાંજ આવશે.

( દુહો )—કલેશ અને કજિયાતણાં, બળતાં બાળો મુખ;
કલેશ દેશ દઈ પતવતાં, છે સંસારે સુખ. ૧૯

કલોડોમિર—ડાપણનાં ખોટાં ટાયલાં મૂકી દો, ચિલ્ડેરિક દાદા, અને બેસિના દાદીનાં અપલક્ષણ આપણા ચારેમાં ઓધે ઉતરયાં છે.

કલોટેર—જીભના ઝગડા ઉંચા મૂકો, માતાનું વચન પાળો, જૂની કુથલી વિસારો.

ચિલ્ડેબર્ટ—મારે ભાંજગડ કરવી નથી, હું મારૂ લશ્કર તૈયાર કરૂં છું.

ટિયેરી—માતાજીનો વિચાર વૈર લેવાનો થયો છે. એ આશ્ચર્યની વાત છે. એમની ધર્મપરાયણ કરણીને અનુસરતા આ વિચાર નથી. જૂની વાત જાણી. હમણાં તો નવીની નવાઈ છે.

કલોડોમિર—આપની ખાતરી થતી નહિ હોય તો એમને પૂછી જુવો. મારી સમક્ષ એમણે વૈર લેવાના પોકાર કર્યા છે. એમનો અજંપો વૈર

લેવાશે, ત્યારેજ ટળશે માટે, અમારે તો અમારી માતાનું વચન પાળવું જોઇયે.

(દુહો)

વૈર દબાયું નવ રહે જ્વાળામુખી જ્યોત;
સ્મરણ હૃદયમાં સ્ફૂરતાં. પ્રકટી ઊઠે પોત. ૨૦

**એક દાસી**—(દોડી આવીને) માતાજીના અજંપામાં બાકી નથી. અરે! એ તો ઘેલાં થઇ ગયાં હોય એમ અમને સમજાય છે. ન માનો તો નજરે આવીને જુવો, અને કાન માંડીને હાંભળો.

**કલોડામિર**—જુઓ વડીલ! હજી પણ માતાજીને જંપ નથી.

**ટિયેરી**--ઠીક છે ત્યારે. ચાલો આપણે સંતાઇ રહીને સાંભળિયે. ખરી વાત જણાઇ આવશે.

**ચિલ્ડેબર્ટ**--મને પણ વડીલનો વિચાર યોગ્ય લાગે છે. ખરો ભેદ એમજ સમજાય.

**કલોડામિર**--ભલે ભાઇ એમ કરિયે.

**ટિયેરી**--(ડગલો પ્હેરી લઇને) ચાલો, હું તૈયાર છું.

**કલોટેર**--માતાજીના દિવાનખાનાની જોડે એક ન્હાનો ઓરડો છે તેમાં બેસવાથી, જોવાશે પણ ખરૂં, અને વાતો થતી હશે તે પણ સંભળાશે.

**કલોડામિર**--તમારાં ભાભી મને કહેતાં હતાં એ વાત ખરી.

**કલોટેર**--શું કહેતાં હતાં?

**કલોડામિર**--એ ન્હાના ઓરડામાં સંતાઇ પેસીને દીવાનખાનામાં થતી વાતો સાંભળતાં તમને એક વાર પકડ્યા હતા તે.

**કલોટેર**--હા, એ વાત ખરી છે. અને તેથીજ કહું છું કે આજને માટે એ ન્હાના ઓરડામાં બેસવાથી ઠીક પડશે.

(ચારે ભાઇ જાય છે, અને ન્હાના ઓરડામાં પ્રવેશ કરે છે)

---

## દૃશ્ય ૫ મું.

## સ્થળ–ક્લોટિલ્ડાનો આવાસ.

**ક્લોટિલ્ડા**—(અજંપાથી) (સવૈયો.)

વૈર તણો અંતરમાં વાસો, તે અંતર કયમ જંપ કરે,
વૈર તણા અંગાર ફૂટે ત્યમ, વૈર બહુ વિસ્તાર ધરે;
વૈર વસ્યું તે ભૂત સમું થઈ ભ્રમણ કરંતું ભૂમિ ફરે,
વૈર વળે જ્યારે મન માન્યું, ત્યારે તે મન તરત ઠરે. ૨૧.

વૈર! વૈર! (એમ બુમાટા મારે છે.)

**દાસી**--(એકદમ પ્રવેશ કરીને) બા સાહેબ! આપનો આવો બિહામણો દેખાવ મેં કોઈ દિવસ દીઠો ન્હોતો. કોનું વેર? આપ જરા ધીરાં થાઓ. ધિરજથી વાત કરો.

**ક્લોટિલ્ડા** (દુહો)–

વૈર વિનાની વાત નહિ, વૈર વસ્યું જે વાર
વેર વળ્યેથી મન વળે, અવર ન એક નિવાર. ૨૨

**દાસી**--બા સાહેબ! ધિરજ ધરી મન ઠેકાણે રાખો એજ નિવાર છે.

**ક્લોટિલ્ડા**--મન નિવારવાનો બીજો એકેય ઉપાય નથી. વૈર વાળવું એજ ઉપાય છે.

**દાસી**- બધાનો ઉપાય છે. ધરમનો બોધ કરવાવાળાં, આપ આજે આવી વેર વેરની વાત ચમ કર્યા કરો છો? મને તો અચરજ ઉપજાવનારી વાત લાગે છે.

**ક્લોટિલ્ડા**- (સિંધુ રાગે ઝુલણા)

માત ને તાત ને ભાઈ બ્હેનો તણા અંગનાં ભંગ થાતાં નિહ'ળ્યા;
લોહીમાં બોળતા રગદમાં રોળતા છૂંદતા પાપિયો નજર ભાળ્યા;
ત્રાસ છૂટયો અતિ, વીસરી ગઈ મતિ ભાન ભૂલી ગઇ નાશી છૂટી,
ત્રાહિ! ત્રાહિ! તણા શબ્દ હું સુણતી દોડતી કૂદતી છાતી ફૂટી. ૨૩

**દાસી**–ધરમનાં વલણવાળાં માણુસો વીતી વાત વીસારી દે છે.

**કલોટિલ્ડા**--વિસારી વિસરે એવી આ વાત નથી. મારા પતિ મહારાજા ( કલોવિસ ) મારા કાકા ગણ્ડેબાલ્ડના અપકૃત્યનું વૈર લેનાર હતા, પણ તે વેળાએ સમય અનુકૂળ ન હતો તેથી એ વાત અમારા હૃદયમાં ઢાંકી ઢબુરી રાખી હતી. હવે તે ઢાંકી રહેતી નથી. વૈરનું ડભાણ મારા કાળજા ઉપર એટલું બધું થાય છે, કે હવે તે વૃત્તિને હરકોઇ પ્રકારે સંતુષ્ટ કરવા મારા પુત્રોએ તત્પર થઇ રહેવું જોઇયે

**પાદરી**—( પ્રવેશ કરતાં ) સાધુ અને ધાર્મિક વૃત્તિનાં રાણી સાહેબ! આપનો વિવાદ મેં સાંભળ્યો. નિત્ય નિયમ પ્રમાણે પ્રભુ પ્રાર્થના કરવાના સમય પ્રમાણે આપ જ્યારે પધાર્યાં નહિ ત્યારે હું તપાસ કરવા અહિં આવ્યો. આપના વૈર વિષેના ઉદ્‌ગારો સાંભળવા ખુણામાં ઉભો રહ્યો એટલે સાંભળવામાં આવ્યા છે.

**કલોટિલ્ડા**—(ક્રોધમાં) ખાનગી વાતો સંતાઈ રહીને સાંભળવી એ સારૂ કોઇ ખ્રિસ્તિ ધર્મનું કંઇ આધારભૂત પ્રમાણ છે? ક્રોધના આવેશમાં અને વૈરના ઉછાળાથી હું આ પળે આંધળી બની ગઇ છું તે આપને હું સાચેસાચું કહી દેઉં છું. મારૂં અયોગ્ય કથન લાગે તો, ગુરૂજી, ક્ષમા કરજો. મનના દુષ્ટ ભાવનો પડદો પાપમોચન ગુરૂ આગળ ખુલ્લો કરી દેવો એ પણ એક કર્તવ્ય છે. આમ કરવાથી એક બાજુએ વ્યવહાર, અને બીજી બાજુએ ધર્મ, એમ બન્ને પક્ષ સચવાય છે.

**પાદરી**--વ્યવહાર કરતાં ધર્મપ્રતિ વધારે લક્ષ આપવું એ ધર્મપરાયણ જનોનું કર્તવ્ય છે. સિજિસમંડ ઉપર વૈર લેવાની આપની વૃત્તિ થઇ છે, એ ધર્મપરાયણ સિદ્ધાન્તથી વિરૂદ્ધ છે. ધર્મસૂત્રનું ઉલ્લંઘન કરવું તે શયતાન વૃત્તિવાળાનું કામ ગણાય છે. આપ જાણો છો કે સિજિસમંડ પણ એક સાધુ છે, શયતાન નથી.

( પછવાડે શયતાન પ્રકટ થાય છે. )

**કલોટિલ્ડા**—તેની માત્ર સાધુપણાની પદવી ઉપર-ખ્યાલ રાખીને એના જેવા પાપીને આપ પવિત્ર માનો છો, એ કેવળ પક્ષપાત અને અરૂચીકર છે.

**શયતાન**—શાબાશ ! મહારાણી, શાબાશ ! આ કહેવાતા પાદરી સાહેબે મારૂં આવાહન કર્યું તેથી તેના કથનને માન આપીને હું હવણાં પ્રકટ થયો છું. એના ઇસુખ્રિસ્તની મને પરવા નથી, તો પછી (પાદરી ભણી વળીને) ઓ પાપી પાદરી ! તારી તો મને શાનીજ પરવા હોય ?

**પાદરી** –જગતને પાયમાલ કરનાર પાપી શયતાન ! આવા પવિત્ર સ્થાનોમાં તારો પ્રવેશ કરીને તે આ સ્થળ અપવિત્ર કર્યું છે. અહીંથી નીકળ, ચાલ્યો જા.

**શયતાન**--જે સ્થાન, અને જે અંતઃકરણ અપવિત્ર થાય તેજ સ્થાને, અને તેજ અંતઃકરણમાં હું વાસ કરવાને સમર્થ નીપજું છું. અહિં મને બે પ્રકારની પ્રાપ્તિ થઈ ચૂકી છે. તારા જેવા પવિત્ર મનાતા પાદરીના પ્રપંચ અને કૂડાં કૃત્યથી કદાપિ જગતની દૃષ્ટિમાં ધૂળ નાંખીને તેમને આંધળા કરી શકવાને તું સમર્થ બનતો હોઇશ, પરંતુ, મારા જેવા શયતાનને ઠગવાને કોઇ કાળે પણ ફાવી શકવાનો નથી. નિહાળો ! શયતાન ધર્મઢોંગીનાં છૂપાં પાપ કેવી રીતે પ્રકટ કરી શકે છે તેના આબેહુબ ચિતારનું પ્રત્યક્ષ પરખું જુઓ. [તે ગૂંઝામાંથી એક શીશી કહાડી તેમાંથી નીકળતી વરાળ ચોગરદમ ફેલાવે છે. બધાં સ્તબ્ધ બની જાય છે. એક અદ્‌ભુત દેખાવ પ્રકટ થાય છે. ન્હાના ઓરડામાં ચારે ભાઇ વેગળા, દેખાય નહિ એમ બેઠા છે ત્યાં:—]

**ટિયેરી**—( શયતાનનાં કારસ્તાન જોઈને ) માતાજીના અંતઃકરણમાં વૈરની ઉંડી અસર થઇ છે, એ વાત હવે મને ખરેખરી સમજાઇ.

**ક્લોડોમિરઃ**-એટલાજ માટે હું કહું છું કે એમને શાન્તિ પમાડવાની ખાતર આપણે બરગંડી ઉપર આક્રમણ કર્યા વિના છૂટકો નથી.

**ટિયેરી**—તમે ભોળા છો. એ કુટિલ માણસોને ફસાવે છે. એ કથન ઉપર આપણે લક્ષ આપવાની અગત્ય છે. વળી, એના નામનો જે ઉચ્ચાર કરે તેના અંતઃકરણમાં એનો પ્રવેશ થાયછે એમ મેં સાંભળ્યું છે માટે આપણે સર્વેએ મૂગે મ્હોએ છેટેથી જોયાં કરવું.

**ક્લોટેર**—એણે શીશી ઉઘાડી શું કર્યું ?

**ટિપેરી**—ત્યાં બેઠાં છે એ સર્વેને એણે ભૂરકી નાંખ્યાં છે. હવે એણે જેમ ધાર્યું હશે તેમ, એ ભૂરકાઇ ગયેલાં ઉપર પોતાની સત્તા ચલાવશે.

**ચિલ્ડેબર્ટ**—આપણે વેગળા છિયે તેથી આપણને હજી લગણ કાંઇ અસર થઈ હોય એમ લાગતું નથી.

**ટિપેરી**—ત્યારેજ હવે તમને એની કપટ રચના સમજાશે. હવણાં તો આપણે બોલ્યા ચાલ્યા વિના ટકટક જોયાં કરો અને કાન માંડીને સંભળાય તે સાંભળ્યાં કરો.

---

## અન્તર પ્રવેશ.

### ભૂરકી નાંખવાથી દેખાતું વેશધારી દશ્ય. દાસી અને પાદરી.

**પાદરી**—(દાસીને પગે પડતાં) વ્હાલી ! તું દાસી તો રાણીની, પણ મારી તો હૃદયવાસી છું, હું આખે અંગે તારો દાસ છું, તારી ચાકરી કરનારો તારો ખવાસ છું, (દાસીના પગ ચાંપવા જાય છે.)

**દાસી**--પાપી પાદરી ! મારા પગ અપવિત્ર કર નહિ (તેને લાત મારી ખસેડે છે.)

**પાદરી**--(ઉભો થઇ) તારા સરખી લટકાળીની લાતો પણ મીઠી લાગે છે (ઉભો થઈ ભેટવા જાય છે.)

**દાસી**--(ધક્કો મારી ખસેડતાં) ધર્મનો બોધકરનાર પાદરી થઇને આવાં પાપનાં કુડાં કરતુક કરતાં શરમાતો નથી ?

**પાદરી**—(હાથ જોડીને) લોકની નજર આગળ શરમાવું એ ખરી વાત પણ તારા જેવી હરિણાક્ષીની નજર આગળ તો પ્રીતિમાં લપટાવું એજ સુખદાયક છે.

**દાસી**--પરભુનો ઉપદેશ કરનારી પાદરીની જીભે આવું બોલતાં શરમ નથી લાગતી ?

**પાદરી**—જે જીભ ઉપદેશ કરે છે તે જીભ ક્રિયા કરતી નથી. ક્રિયા તો આ હાથને કરવાની છે (એમ બોલી તેને પકડવા જાય છે.)

**દાસી**—(તેને નિવારતાં છતાં પણ પકડાઇ જાય છે.) અબળા ઉપર આવો ત્રાસ પાડતાં પાદરી થઇને શરમાતો નથી?

**શયતાનઃ**—ધર્મ તણી વાત કરે, કર્મ કરે કુડાં
અધમ જનો પાદરીથી બહુ પ્રકાર રૂડાં,

(તેને ફાળકાની પેંડે ફેરવે છે એટલે દશ્ય અદશ્ય થાય છે)

**દાસી**—(સાવધાન થઇને) જોયું બા સાહેબ! આ પાદરિયે મારા ઉપર આળ ચઢાવવા જેવું કીધું.

**ક્લેોટિલ્ડા**—(પાદરી પ્રતિ) રડયા પાદરી! આ તેં શી કૃતિ આદરી?

**પાદરીઃ**—હું તો આપની અને દાસીની વચ્ચે હાલ્યા ચાલ્યા વિના બેઠોજ રહ્યો છું. અહિંથી જરાય ખસ્યો પણ નથી તો મેં શી રીતે કાંઇ પણ કૃતિ આદરી?

**ક્લોટિલ્ડાઃ**—મારી આંખો આગળ મારી દાસીની આબરૂને તેં હિણુપસ્તી લગાડી શરમ છે. પાદરી! તને શરમ છે.

**શયતાન**—(એક બાજુએ ઊભો હતો તે સ્વગત) પાદરી બાપુજી કેવા ચોભીલા બની ગયા છે?

**દાસી**—રડયો મારી પછવાડે પડીને મને બાઝી પડયો ને હવે સતો થઈ ફરી જાય છે.

**પાદરી**—અરે! એ તો આ શયતાનનાં કૂડાં કૃત્યની કારીગરી છે. એણે બધાંની નજર બાંધી લીધી છે.

**શયતાન**—જ્યારે તું આ બધાં શયતાનનાં કામ કહે છે, ત્યારે તું મઠમાં જઈ વડા ધર્માધ્યક્ષ આગળ નિર્દોષ થા. (તેનું ડોકુ પકડી ઘસડી જાય છે.)

**દાસી**—ચાલ ત્યારે, તારી ફજેતી થતી જોવાને હું પણ સાથે આવું છું.

( પડદો પડે છે. )

[ ચારે ભાઈ પડદાની બ્હાર આવે છે. ]

ટિપેરી—બધાંની નજર બાંધી લઇને પેલા દુષ્ટે જે દશ્ય પ્રકટ કર્યું તે આપણને દેખાયું નહિ, કારણ કે આપણે એની એરામાં આવ્યા નથી.

કલોટેર—શીશી માંહેલી દવાની અસર આપણા ઉપર થઈ નથી તેથી એ દશ્ય આપણને દેખાયું નહિ પણ એમની વચ્ચે વાતો થઈ તે ઉપરથી તો સમજાય છે કે પાદરી મહાશયની પૂરી ફજેતી થઇ.

કલોડોમિર—અને માતાજીનો કોપ એના ઉપર વ્યાપ્ત થયો.

ટિપેરી—કેમકે, પેલા દુષ્ટની અસર માતાજી ઉપર પ્રથમથીજ થતી આવી છે, અને પાદરી બિચારો ખરી વાત કહે છે તે કોઇના માનવામાં આવતી નથી. પેલા કુટિલે આ બધું તૂત ઉભું કર્યું છે. વળી જે ખ્રીસ્તી ધર્મના સડાને સુધારવા મથતા હશે તેઓને તો તેની વાત ગમશે. આ બધું તૂતફિતુર છે માટે આપણે એવી ઉશ્કેરણીને ઉત્તેજન આપવું યોગ્ય નથી.

કલોડોમિર—અમને આપનું કથન રૂચતું નથી. માતાજીની વૈર લેવાની વૃત્તિ થઈ છે તે યોગ્ય થઇ છે માટે અમે તો અરગંડી ઉપર ચડાઇ લઇ જઇશું. આપને અળગા રહેવું હોય તો ભલે રહો.

કલોટેર—અમારે તો માતાજીની ભાવના પૂરી કરવી એ પુત્રોનું કર્તવ્ય છે માટે અમારો છૂટકારો નથી. વડીલ ભાઇ ક્ષમા કરજો.

ટિપેરી—જ્યારે તમારો આવો દઢ નિશ્ચય છે ત્યારે ભલે તમે તમારૂં ધાર્યું કરો, પરંતુ મારે એટલુંજ જણાવવું જોઇયે કે કુટુંબકલેશ થશે અને તેનો છેવટે પરિણામ માઠો આવશે, એ લક્ષમાં રાખજો.

કલોડોમિર—અમારી ઇચ્છા માતાજીની ઇચ્છાની વશમાં છે માટે અમારે તો તેમની ઇચ્છા પ્રમાણે કરવુંજ પડશે. તેથી અમે તો ચડી જઇયે છિયે.

**કલોટેર**—હા! ભાઇ, આપણે ચાલો હવે, ઝટ તૈયારી કરી ચડી જઇયે.

**થિઇડેઅર્ટ**—હા, વડીલ! અમે તો હવે ઉપડવાના

(સર્વે જાય છે.)

---

## દૃશ્ય ૬ ઠું.

## સ્થળ, કેથોલિક પંથનો યોગિની મઠ.

વડો ધર્માધ્યક્ષ અમે સંખ્યાબંધ સાધવીસ્ત્રિયો.

**પ્હેલી સાધવી**—હું આપ ધર્માત્મા આગળ મારું પાપ નિવેદન કરીને પાપમોચન મેળવી લેવા આપની યાચના કરૂં છું.

**બીજી સાધવી**—જુઓ પેલી રાણીજીની દાસી, પેલા પાદરી મહાશયને ધસડતી આવે છે.

**દાસી**—અરે આ લુચ્ચા પાદરિયે અમારાં મહારાણી સાહેબની આંખો આગળ મારી આબરૂ ઉપર હુમલો કર્યો.

**વડો ધર્માધ્યક્ષ**—કેવા ગજબની વાત! (પાદરી પ્રતિ) તમે ધર્માચાર્ય થઇને આવાં અપવિત્ર કર્માચરણ કરો છો? તમે અમારા પવિત્ર મઠની ધૂળધાણી કરી નાખી.

**પાદરી**—શેતાનની આ બધી કારીગરી છે. એ મારી પછવાડે ખતરવટ થઈ લાગ્યો છે.

**શયતાન**—(પોતાનું નામ સાંભળતાંજ જે છૂપો હતો તે પ્રત્યક્ષ થાય છે, સર્વ આશ્ચર્ય ચકિત થાય છે).

વડા ધર્માધ્યક્ષ! આપ પવિત્ર છો તેથી હુ આપનાથી ડરતો ડરતો કહું છું કે આ પાદરી ખરેખરો કૂડો છે. બધાંને ખોટે માર્ગે દોરે છે, ઠગે છે.

**પાદરી**—આ કપટ રચના આ શયતાને રચી છે, માટે એ શયતાનથી ચેતજો, એને વશ કોઇ થશો નહિ, એવા એના નામના હું ધિક્કાર કરૂં છું તેથી એ મારા ઉપર ખારે બળ્યો છે.

**શયતાન**—પવિત્ર વડા ધર્માધ્યક્ષ ! મારો એવો નિયમ છે કે જ્યાં દ્રષ્ટિ વિકારવાન થાય, જ્યાં અઘટિત કાર્યનું સ્મરણ થાય ત્યાં મારો વાસો છે. ત્યાં હું પ્રકટ થઇને રહું છું. જગતને ભમાવીને પછી જગતના ભવાડા થાય તે જોયાં કરૂં છું. આ પાદરી ખરેખરો અપવિત્ર અને કૂડો છે તેથી એની પછવાડે ભમીને એનાં કૃત્ય આ પ્રમાણે ઉઘાડાં પાડું છું.

**કલોટિલ્ડા**—(મઠમાં પ્રવેશ કરતાં) વૈર લેવાનું મારૂં વલણ પાછું વાળવાને પાદરી મહાશયે મને બોધ કરવા માંડયો હતો તેજ તમે પાદરી સાહેબ કે બીજા ?

**શયતાન**—મને નરકમાં મોકલતા પ્હેલાં જ પોતે નરકમાં પડી ચૂકયા છે.

**પાદરી**—(વડા ધર્માધ્યક્ષ પ્રતિ,) મહારાજ ! આ શયતાનને કોઇ સંભારે છે કે તુરત પ્રકટ થાય છે. અને આ પ્રમાણે મનુષ્યોનાં અંતઃકરણ ઉપર કાબુ કરી લેઇને તેમને ફિટાવે છે. મહારાણી સાહેબને મેં વૈર લેવાની વૃત્તિ છોડી દેવાનો બોધ કર્યો તેમાં કાંઇ ખોટું કર્યું છે? મને તો એમ સમજાય છે કે એમના અંતઃકરણ ઉપર એ દુષ્ટે ખોટી અસર કરી છે અને કુટુમ્બકલેશ કરાવવાને એમને પ્રેર્યા છે.

**કલોટિલ્ડા**—અમે સંસારી જીવ છિયે. અમારે વૈર લેવું છે તે લેઇશું પણ કહો મહાગુરૂજી ! આ પાદરીનું વલણ તમને કેવું લાગે છે?

**વડા ધર્માધ્યક્ષ**—કાંઇ સમજણ પડતી નથી. આવો વિદ્વાન પાદરી ખોટું વર્ત્તન કદિ કરે નહિ એવું મારૂં માનવું છે. ધાર્મિક જનેએ વૈર લેવાની વૃત્તિ કરવી એ ઉચિત નથી. વૈરનો વારસો બોધે ઉતરે નહિ એટલા માટે એનું મૂળ સદ્દવિચારથી છેદી નાંખવું અને જ્ઞાનાગ્નિથી બીજ શેકી નાંખવું કે ફરી કદિ તેનો ફણગો ફૂટે નહિ.

**શયતાન**—એક તેવા બીજા, ને બીજા તેવા ત્રીજા. અંદરખાનેથી એકના એક. એમનું કહ્યું કરશો તો રાજપાટ ખોશો (એમ કહી શીશુટી વગાડે છે. આઠ તેના દૂત હાજર થઈ જાય છે. ચાર જણા મુખ્ય ધર્માધ્યક્ષને અને ચાર જણા પાદરીને ઉપાડી લઈ જાય છે.

**કલોટિલ્ડા**—દાસી, જોયો, આ ભવાડો? ચાલ આપણે અહિંથી માર્ગે પડિયે. (જાય છે)

---

## દૃશ્ય ૭ મું.

### સ્થળ–દરબારગઢમાં નગારખાનાનો મેડો.

કલોટિલ્ડા, ચિલ્ડેબર્ટ, કલોડોમિર, કલોર્ટર.

[નગારખાનાના મેડા ઉપર વાદિંત્રોના નાદ થાય છે ત્યાં કલોટિલ્ડા પોતાના સાથ સહિત પ્રવેશ કરે છે. ત્રણે ભાઇયો સૈનિક પોશાકમાં તેમની પાસે હાજર થાય છે અને તેને પગે પડે છે.]

**કલોટિલ્ડા**—પુત્રો! તમે કુશળ રહો. તમારા સૈનિક પોશાકમાં તમે મને અતિશય રળિયામણા લાગો છો! વડા પુત્ર ટિયેરી, હજી સજ્જ થયા નથી?

**કલોર્ટર**—માતાજી! એમણે અમ ત્રણ ભાઇયોને આજ્ઞા કરી છે તે પ્રમાણે અમે બરગંડી ઉપર ચડી જઇયે છિયે.

**કલોડોમિર**—વ્હાલાં માજી! એ અમારી સાથે નથી આવતા તે વિષે આપ જરા પણ ઉંચો જીવ કરશો નહિ. સિજિસમંડ સરખા એક ચાંચડને મસળી નાંખવાને હું એકલો બસ છું છતાં, મારા આ બે ભાઇયો મારી પડખે છે તો પછી બરગંડીના શા ભાર છે?

**કલોટિલ્ડા**—સાબાશ કલોડોમિર! તારી શૂરતા ઉપર નજર રાખી સર્વેએ તને સેનાપતિ સ્થાપ્યો છે તો તું એકલોજ બરગંડી ઉપર વૈર વાળવાને બસ છે એ વાત ખરી, પરંતુ વિશેષ જાપતો રાખવો આવશ્યક છે, અને તેથી ચિલ્ડેબર્ટ અને કલોર્ટર તમે પણ જાઓ છો એ ઠીક છે. સિજિસમંડ બડો પ્હોંચેલો, નટખટી, અને કુટિલ છે. સંભાળવા જેવો છે.

**ચિલ્ડેબર્ટ**—એ વિષે, માતાજી! આપ કશી ચિન્તા કરશો નહિ.

**કલોર્ટર**—માતાજી! એ એક નટખટી છે તો હું સાત નટખટી છું.

**કલોટિલ્ડા**—હા બેટા! તું તો પારણામાંથીજ પરખાઇ ગયો છે. વળી, તારા વડા ભાઈ ટિયેરીના હાથ નીચે યુદ્ધક્ષેત્રોમાં પૂરો પલોટાયો

છે. તેજ પ્રમાણે આજે ટિયેરીને સેનાને મોખરે જોત તો મને વિશેષ આનંદ થાત. (નિશ્વાસ નાંખે છે.)

**ક્લોટર**—માતાજી! વેર વાળવાના વિચાર એમના મગજમાં ઉતરતા નથી. એ તો આપના ગુરૂ પાદરીના જેવા અભિપ્રાયના છે તો ભલે.

**ક્લોડોમિર**—એ અમારી સાથે નથી ચડતા એટલા માટે જરાય ચિન્તા કરશો નહિ. અમે કશી ઉણપ આવવા દઈશું નહિ.

**ક્લોટિલ્ડા**—ખરી વાત, મારા અંગના સંસ્કાર તમારામાં ઉતર્યા છે પણ એમનાં માતાજીના ધાર્મિક વિચાર સુદઢ હતા તેની અસર એમનામાં વિશેષ જણાય છે. ચિન્તા નહિ, ભલે તમે સિધાવો. કાર્ય સિદ્ધ કરો. વૈરનો બદલો વૈરમાંજ પતાવી વ્હેલા પાછા પધારી મારૂં કાળજું ઠારો.

**ત્રણે ભાઇયો**—(પગે લાગતાં) આપનો આશીર્વાદ માથે ચડાવી અમે પ્રયાણ કરિયે છિયે. (તેઓ જાય છે, ગોઠવાયલી સેના કૂચ કરે છે ને ક્લોટિલ્ડા આનંદથી નિહાળી રહીને, પછી જાય છે.)



# અંક ૨ જો.

## દૃશ્ય ૧ લું.

### સ્થળ—અરગંડીનું ચોગાન.

[ સેના પડાવ નાંખી પડી છે તંબુ, શામિયાના, રાવટિયો આદિમાં રહેલા સૈનિકો સજ્જ થઈ ઉભા છે. ]

કલોડોમિર, ચિલ્ડેબર્ટ કલોટર અને સરદાર

**કલોડોમિર**—હું, સિજિસમંડની સામે મારી ટુકડી લઇને જાઉં છું.

**કલોટર**—ભલે, તમારી પછવાડે હું ચાલું છું, અને શત્રુના સેનાપતિ સામે યુદ્ધ મચાવા મંડી પડું છું.

**ચિલ્ડેબર્ટ**—દરબારગઢ આગળ મારે થોભવાનું છે તે પ્રમાણે હું રોકાઇશ. તમારા બેમાંથી જેને મારા આશ્રયની અગત્ય પડે તો હેરક અશ્વાર આવતાં મદદે આવી પ્હોંચીશ, અને જો હેરક આવશે નહિ તો મારી ટૂકડીની કોઇને અગત્ય નથી, અને બાજી જીતમાં છે, એમ સમજાતાં, દરબારગઢને ઘેરો ઘાલીશ.

**કલોડોમિર**—કલોટર! હું પ્રથમ પ્રયાણ કરૂ છું. તમે મારી પછવાડે ચાલો અને શત્રુના સેનાપતિની ટૂકડી જ્યાં દેખો ત્યાં તમે ચાલ્યા જજો. એની ટૂકડી ન્હાની છે તેથી એને મ્હાત કરવામાં તમારા જેવા શૂરવીરને વાર નહિ લાગે. તેથી જો તમે વ્હેલા ફારગ થાઓ અને હું તુમુલ યુદ્ધમાં રોકાયો હોઉં તો મારે પડખે આવી પ્હોંચજો. મને અગત્ય જણાશે તો આ હેરક અશ્વારને હું તમારી પાસે મોકલીશ. ( અશ્વારને ઓળખાવે છે. )

**ચિલ્ડેબર્ટ**—સિજિસમંડની સેના મ્હોટી છે, તેથી, મારી મદદની જરૂર જણાય તો આ મારા હેરક અશ્વારને તમારી પડખે રૂહેવા મોકલું છું, એને ચેતાવી પાછો મોકલશો એટલે હું તરત ત્યાં આવી પ્હોંચીશ.

**કલોડોમિર**—આપણે સર્વેએ સર્વ પ્રકારની સાવધાની રાખવાની અતિશય અગત્ય છે.

ક્લોટર આપણી ચોથી ન્હાની ટુકડી, આપણી છાવણીનું રક્ષણ કરવાને રાખી છે. તેમાંના એક હેરક અશ્વારને હું મારી પાસે રાખુ છું, અને બીજાને તમારી પાસે રાખો. આપણા બેમાંથી જેને અગત્ય જણાશે તેને પડખે મદદે આવી પ્હોંચવાને આપણો સરદાર લક્ષમાં રાખશે

ક્લોડોમિર—સરદારે પોતે તો છાવણીમાંજ રહેવું, કેમકે ફાલતુ હથિયારો આદિ ઘણી સામગ્રીનું રક્ષણ બરાબર થવું જોઇયે. સૈનિકોની અગત્ય જણાતાં તેઓજ આવી પ્હોંચે એટલે બસ છે.

સરદાર—મેં આપની બધી ગોઠવણ લક્ષમાં રાખી છે. હું એ પ્રમાણે વર્ત્તીશ. (જય ! જય ! પ્રભુના નામના ઘોષ કરતા પ્રયાણ કરે છે.)

---

## દૃશ્ય ૨ જું.

## સ્થળ—બરગંડીનો દરબારગઢ.

(સિજિસમંડ, રાણી પાપણી અને સેનાપતિ.

સેનાપતિ—ક્લોડોમિર તેના બે ભાઇઓ સહિત મ્હોટી સેના લઇને ચડી આવ્યો છે. આપણા ચોગાનમાં છાવણી નાંખી છે. આજે લડવાની બધી ગોઠવણ કરી છે. આપની સામે ક્લોડોમિર લડશે, મારી સામે ક્લોટર થનારો છે. આપણો દરબારગઢ ઘેરી લેવાને ચિલ્ડબર્ટ સજ્જ થયો છે, અને એમનો સરદાર એમની છાવણી સાચવશે. આવી બાતમી મને મળી છે.

સિજિસમંડ—સેનાની ગોઠવણ આપણે ફેરવવી પડશે. શત્રુની છાવણી લૂંટી લેવાને આપણે ગોડેમારને કહેવરાવ્યું છે પણ તે હજી લગણ આવી પ્હોંચ્યો નથી.

રાણી પાપણી—એ બધું કારસ્તાન કરનારી તમારી ભોજાઇ છે. હું પકેપાયે જાણું છું કે તે ગોડેમાર દિયરને તમારી મદદે આવવા દેનાર નથી. કોણ જાણે શા માટે એ મારી સાથે વૈર બાંધી બેઠી છે.

મને તો એમ પકકુ સમજાઈ ગયું છે કે એને બરગંડીની રાણી થવાની ઉમેદ છે.

**સેનાપતિ**—મને લાગે છે કે, છાવણી લૂટવાનું કામ હાલ મોકુફ રાખવું. અને કામને માટે ગોઠવી રાખેલી ટુકડીના નાયકને આપની સેના સાથે સામેલ થવાનો હું તેને હુકમ લખું છું. શત્રુ દરબારગઢ ઘેરી શકે નહિ એટલા માટે, બધી સેના અગાઉથી ટુકડિયો પાડીને, જ્યાં જ્યાં નાકાં છે ત્યાંજ ખડી રાખી છે. આપ પધારો એટલીજ ખોટી છે. શત્રુની છાવણીના ઉત્તર ભાગના મેદાનમાં આપણે કૂચ કરી જવાનું છે. એટલે ચિલ્ડેબર્ટ દરબારગઢ ભણી આવવાને ફાવી શકશે નહિ.

**રાણી પાપણી**—તમે લડવામાં રોકાશો તે વેળાએ પડખે થઇને, ચિલ્ડેબર્ટ દરબારગઢને ઘેરો ઘાલશે, તો પછી, અમારાથી બ્હાર નીકળી શકાશે નહિ

**સિજિસમંડ**—અને એટલાજ માટે મારી નજરમાં એમ આવે છે, કે ઉત્તરભણીના છેટેના આપણા બગીચાના બંગલામાં તમારે અત્યારથીજ જઇને દાખલ થવું. ત્યાંના બુરજ ઉપરથી રણાંગણ પણ ખુલ્લું દેખાય છે. કદાપિ મામલો ફીટી જાય તો બુરજના ત્રીજા માલની કોટડીમાં દાખલ થઇ જવું. વળી, એક ગાડી પણ ત્યાં તૈયાર રાખવી કે કદાપિ ત્યાંથી છટકી, છેટેના ગામડામાં દાખલ થઇ જવું હોય તો, તેમ પણ બની શકે.

**રાણી પાપણી**—હું મારી ગાડી મ્હેલાતને પાછલે દ્વારે મંગાવી બાળકોને લઇને હવણાંજ રવાને થઈ જાઉં છું. સાવધાની રાખવામાં કાંઈ હાનિ નથી. મારા વ્હાલા પતિ, અમારી તમે કાંઈ ચિન્તા કરશો નહિ. શૂર થઇને શત્રુનો ઘાણ વાળી તેમને આવ્યા તેવા ભગાડી મૂકજો.

**સિજિસમંડ**—બનવા કાળ હશે તેમ બનશે તમે પણ મારે માટે નિશ્ચિંત રહેજો. જરૂર જણાશે તો હું પણ એજ બગીચામાં આવી પ્હોંચીશ.

(રાણી નીકળી જવાની ગોઠવણ કરે છે, સિજિસમંડ અને સેનાપતિ શત્રુ સામા ચડી જાય છે.)

---

## દૃશ્ય ૩ જું.

## ગોડેમાર અને ચપળા રાણી.

ગોડેમાર—(સ્વગત) એક સવારને લઇને ચપળા છાવણીની જગ્યા જોવા ગઈ તે ગઈ. એ પકડાઇ તો નહિ હોય?

અશ્વાર—ચપળા તે પકડાતી હશે? છાવણી લૂટી શકાય એમ નથી. આ લશ્કરી પોશાક ઉતારી નાંખો અને અહિંથી રવાને થઇ જાઓ.

ગોડેમાર—એમ કેમ? હું શું શત્રુથી ડરૂં એમ છું?

અશ્વાર—પણ ઠાકોર, આપને તો લૂટારાનું કામ સોંપ્યું છે, શત્રુ સામુ લડવાનું સોંપ્યું નથી. આપનું કાટલું નીકળી જાય એવી આ ગોઠવણ તમારા ભાઇયે કરી છે.

ગોડેમાર—એવું શાથી સમજાય છે?

અશ્વાર—એવું એથી સમજાય છે કે છાવણીની રક્ષા કરવાને શત્રુના લશ્કરની મ્હોટી ટુકડી એક શૂરા સરદારની સરદારી નીચે લડવાને સજ્જ થઇ ઉભી છે. ઉઘાડી તરવારે પ્હેરો ભરાય છે, કોઈ અજાણ્યું તેમાં પેસવા જાય છે તો ત્યાંજ કતલ થાય છે.

ગોડેમાર—તમે આ બધું નજરે જોઇને આવો છો?

અશ્વાર—જોયું છે. વળી, દરબારગઢ ઘેરવાને ચિલ્ડેબર્ટ જેવો શૂરો લડવઇયો તૈયાર થઈ રહ્યો છે. એ કૂચ કરવાની તૈયારીમાં હતો તે જોઇને હું દોડી આવું છું.

ગોડેમાર—ત્યારે આપણાં ચપળા ઠકરાણી ક્યાં બિરાજે છે?

અશ્વાર—(મ્હો ઉપરનો પુરૂષનો મુખવટો ફેંકી દઇને) આપની ઠકરાણી આપની ખીજમતમાં તૈયાર ઉભી છે.

ગોડેમાર—(હશીપડીને) ઠગારી અને ખંદિયે મને પણ ઠગ્યો.

ચપળા—ઠાકોર! ઉતારી નાંખો તમારો પોશાક (તેની ટોપી હથિયાર આદિ લઈ લે છે)

**ગોડેમાર**—આવી આપટીની વેળાએ મારે મારા મ્હોટા ભાઇના મદદે અવશ્ય જવું જોઇયે. મારે એની પડખે ઉભાં રહેવું એજ મારો ધર્મ છે.

**ચપળા**—તમને તેવો હુકમ કર્યો નથી, પણ મેં પ્રથમ કહ્યું તેમ, લૂંટારાનું કામ સોંપ્યું છે, અને હું મારી નજરે જોઇ આવી કે એ કામમાં તમે ફાવો એમ નથી. વળી એક બીજી વાત સાંભળો હું છાવણીની તપાસ કરીને મ્હોલાતને પાછલે ભાગે દોડતે ઘોડે જતી હતી તેવામાંજ તમારાં ભાભીને છોકરાં સહિત નીકળી જતાં ભાળ્યાં, મેં છેટે ઘોડો ઉભો રાખી જોયું તો તેઓ આરામબાગ ભણી રવાને થઈ ગયાં.

**ગોડેમાર**—મ્હોટી ભૂલ કરી.

**ચપળા**—ન્હાની સરખી ખરી ચેતવણી લીધી. અપરાધીને બ્હીક રહે છે તેમ તમારાં ભાભીજીની ગતિ થઇ છે. બરગંડીની સેના કરતાં ત્રણ ગણી વધારે સેના કલોડોમિર લઇને આવ્યો છે. વૈરનો બદલો લેવાનો અંતરમાં ઉંડો ભેદ છે, તે જોત જોતાંમાં લેશે. વંશજ ઉપર વૈર વાળવાનું છે તેથી આપ પણ બાતલ નથી.

**હેરક અશ્વાર**—(દોડતો શ્વાસ ભર્યો આવતાં) બા સાહેબ, આપે ફરમાવ્યા પ્રમાણે હું ઉત્તર ભણીના ચોગાને થઇને આવ્યો. સિજિસમંડ અને સેનાપતિ ઘેરાઈ ગયા છે. દરબારગઢની આસપાસ લશ્કર ફરી વળ્યું છે.

**ગોડેમાર**—થઈ રહ્યું. મને હાથ બતાવવાનો પ્રસંગ ન આપ્યો. ને પછવાડેથી વાંક ફહાડશે. પ્રભુ! આ શું થયું?

**ચપળા**—જે થયું તે થયું. પ્રભુ કુકર્મ સાંખી શકતો નથી. કલોટિલ્ડાના આખા કુટુમ્બનો ઘાણ બરગંડિયે વાળ્યો છે, ત્યારે હવે બરગંડિનો ઘાણ વળવાનો વારો આવ્યો છે. તમારા ભત્રીજાના ખુનથી ખરડાયલા તમારી ભાભીજીના હાથ હજી ધ્હોવાયા નથી. હવે અહિં રહેવાનો આપણો ઘાટ નથી. આપણે સપડાઈ જઇશું એમાં ફેર નથી.

**ગોડેમાર**—કેમ ઘાટ નથી? વૈર લેવાનો સમય જતો કરી ભાઇને રઝળતો મૂકીને મારે ભાગી જવું શું ઘટિત છે?

**ચપળા**—તમારા ભાઇની જેવી ગતિ થાય તેવી તમારી ગતિ મારે થવા દેવી નથી. આપને હવણાં પકડે તો આપ શું કરી શકો એમ છો ? આપને પડખે કયા અને કેટલા સૈનિકો ભાઇયે આપ્યા છે ?

**ગોડમાર**—હું એકલો હજારોને પ્હોંચી વળું એવો છું.

**ચપળા**—તે લડવાનો લાભ તમને મળવાનો જ છે એટલા માટે અત્યારથી આપણે તૈયારી કરવાની છે માટે ચાલો ઠાકોર, આપણે ગામ હવણાંજ આમને આમ પ્હોંચી જઇયે.

(રવાને થાય છે.)

---

## દૃશ્ય ૪ થું.

## સ્થળ--બરગંડીનું પાદર અને આરામબાગ.

[તુમુલ યુદ્ધ મચ્યું, અને તેમાં હજારોનો ઘાણ વળી ગયો ત્યાર પછી, સિજિસમંડ કુટુંબ સહિત આરામબાગમાં પકડાઈ ગયો.]

**સિજિસમંડ**--મારા આખા કુટુમ્બનો કાંઈ અપરાધ નથી. મારૂં જે કરવું હોય તેમ કરો પણ મારાં સ્ત્રી બાળકોને જતાં મૂકો.

**કલોડોમિર**—અમારા નાનાના કુટુમ્બે અપરાધ કર્યો ન્હોતો છતાં તેમનું રાજ્ય લઇ લેવા, તારા બાપે તેમના આખા કુટુમ્બના જનોના પ્રાણ લીધા, તો આજે, તારા કુટુમ્બનો વારો આવ્યો છે. તમારી સર્વેની દશા હું તેમજ કરીશ ત્યારે મને ટાઢક વળશે.

(પાસેના કુવા પાસે સર્વેને ઘસડી જાય છે.)

**રાણી પાપીણી**--આ મારાં નિર્દોષ બાળકોએ કાંઈ અપરાધ કર્યો નથી, અમારૂં ગમે તે કરો, પણ મારાં બાળકોને જતાં મૂકો.

(તેને પગે પડે છે.)

**કલોડોમિર**--(કશું નહિ ગણકારતાં તેને લાતોનો પ્રહાર કરતાં) તમારી તો આમજ વલે કરવી યોગ્ય છે.

**સિજિસપુત્ર**—મારી માતાને તું મારનાર કોણ? (તેને તમાચે મારે છે)

**કલોડોમિર**—સાપના બચ્ચા સાપોલિયા! તારો વાસ તો પાણી માંજ પોષાય. જા કર પાણીમાં વાસ (તેને કૂવામાં ફેંકી દે છે.)

(છોકરાની માનો ચોટલો પકડી તેને વેગળી ખેંચી જઇ.)

તારા ધણીને હું હવણાંજ કૂવામાં નાંખી દઇશ, ત્યાર પછી તાં જો ઉગરવું હોય તો મારા નિવાસમાં મારી આજ્ઞાધારક દાસી થઇને રહેવાનું કબુલ કરે તો તને જતી મૂકું.

**રાણી પાપીણી**—દુષ્ટ! તું અપવિત્ર વાત મારા મોં આગળ કર નહિ. અંત સમયે માણસને ભાન આવે છે. મને પોતાની કરણીને પૂરેપૂરો પસ્તાવો થાય છે. તેવી સ્થિતિમાં પ્રભુ પ્રતિ ક્ષમા માગી કકળીને કહું છું કે જેવી મારી વલે થાય છે તેવી વલે તારી સ્ત્રીની થજો.

**કલોડોમિર**—શંખણીનો શાપ લાગે નહિ, પણ હવણાં લે તારે જળનિવાસ કરાવું છું. તું કૂવામાં ગળચાં ખાતી વિચાર કર્યા કર.

(તેને કૂવામાં ધકેલી મૂકે છે.)

(સિજિસમંડને મૂર્ચ્છાગત સ્થિતિમાં ઘસડીને કૂવામાં નાંખે છે) હાશ વૈરનો બદલો લેવાયો [મરણસમયે કૂવામાં બન્ને પડેલાં છે તેમને મહા સ્વપ્ન આવે છે]

---

## દૃશ્ય ૫ મું.

### સ્થળ—ગોડેમારનો આવાસ.

ગોડેમાર અને તેનું કારભારી મંડળ. ચપળા ઠકરાણી.

**ગોડેમાર**—(સકોપ) મારા ભાઈ, અને તેના આખા કુટુમ્બને કૂવામાં નાંખી, તેમનો ઘાણ વાળનાર પાપી કલોડોમિર ઉપર વૈર લઇશ ત્યારે મને જંપ વળશે.

**સરદાર**—હવણાં ઉતાવલ કરી ચડી જવા જેવી આપણી તૈયારી નથી. કલોટિલ્ડાની ઉશ્કેરણીથી આ બનાવ બન્યો છે. ત્રણે ભાઇઓએ ભેગા મળીને આ કૃત્ય કર્યું છે, તેમને જીતી શકાય એવી તૈયારી હું સત્વર કરવા માંડુ છું.

**ગોડેમાર**—ગમે તે પ્રકારે કરીને કલોડોમિરનું મારે નખોદ વાળવું છે. આ મારો ભાલો એની કૂખમાં, અરે, આ કટાર એની છાતીમાં ખોશીને એને વિંધી નાંખીશ, ત્યારે મને જંપ વળશે.

**કારભારી**—ભલે, આપ તેમજ કરજો, પણ તેવું કરવાને હવણાં આપણે ઉતાવળ કરવા સરખું નથી. બળિયા સાથે બાથ ભિડવાની છે.

**ગોડેમાર**—ત્યારે શું હું બળિયો નથી ?

**સરદાર**—આપ પિંડે બળિયા છો. દ્વંદ્વ યુદ્ધમાં આપ જયવંત થાઓ એમાં કશો પણ શક નથી, પરંતુ આ લડાઈ તેવી નથી. સેના સાથે સેનાની અથડમઅથડા કરવાની છે. આપના ભાઇની બરગંડીની મ્હોટી રયાસત છતાં, તેમનો પરાજય થયો, અને આખા કુટુમ્બને કૂવો સેવવો પડયો. તો આપ તો માત્ર તેના ભાયાત છો. આપણો બચાવ કરવા માટે સેનાની ગોઠવણુ તો હજુ હવે કરવાની છે. તેમાં જો ઉતાવળ કરીને લડવા જઇયે તો જેવો એક ખોટો પરિણામ આવ્યો તેવોજ બીજો પણ આવે.

**કારભારી**—હવણાં અગત્યનું પ્રથમ કાર્ય તો આપણે આખી બરગંડીનો કબજો કરી લેવાનું છે. આપના ભાઇની રયાસત હવે આપનીજ છે તે બધી કબજે કરવાની વ્યવસ્થા આપણે સત્વર કરવી જોઇયે.

**સરદાર**—અને તેમ કરતાં કલોટિલ્ડા ફોઇના કુમારોની પૂરી ધાસ્તી રાખવી પડે છે. મને તો લાગે છે કે આપણે લડવા જઇયે તે પ્હેલાં તેઓ બરગંડીનો કબજો કરવા આપણા ઉપર ચડી આવશે. માટે આપણે તો પ્રથમ એ સંભાળવાનું છે. અને ત્યાર પછી, લશ્કરની ભરતી થતાં, આપની જેમ ઇચ્છા થશે તેમ કરીશું.

**ગોડેમાર**—તમે મારા જાજ્વલ્યમાન વૈરરૂપી વડવાનળ ઉ બાજ્જે દરિયો રેલાવો છો. મારી મનોવૃત્તિના ઉત્સાહનો ભંગ કરો છો

**ચપળા**—(એકાએક પ્રવેશ કરીને) હું તમારો વિવાદ સાં ળતી હતી, આપના સરદાર અને કારભારી આપને નેક સલાહ આપે છતાં, ખરો ભેદ પ્રકટ કરતાં તેઓ લગાર અચકાય છે.

**ગોડેમાર**—આવો ઠકરાણીજી. મેં જાણ્યું કે તમે મને ઉત્તેજ આપશો, અને કુટુમ્બની લાજ જતી રાખવાને મને પ્રેરશો, તેને બદ તમે પણ પાણીમાં સતાં જણાઓ છો.

**ઠકરાણી**—ક્લોટિલ્ડા ફ્રેઇજીના બાપનું રાજ્ય તમારા પિતા તેમનાં કુટુમ્બનો નાશ કરીને લઈ લીધું. તેના વારસ મારા સિજિસમંડ થયા અને થોડો ગરાસ તેમાંથી તમને મળ્યો. તમે લેવાની વાત શાની કરો છો? વૈર તો એમને લેવાનું હતું તે એમણે લ અને કર્યાં કર્મનો બદલો જેઠ જેઠાણીને આપ્યો. તેમાં ખોટું થયું એમ લોકો ગણે તેમ નથી.

**ગોડેમાર**—કુટુમ્બને ખબ લગાડનારી આવી સલાહ હું સાંભ વાને રાજી નથી. લડાઇમાં સામે મુખે મારવા મરવાને બદલે, આ કુટુંબને હીચકારાની પેઠે કૂવામાં નાંખી દે તે શું ખરૂં શૂરાતન કહેવા

**ઠકરાણી**—પાપ બોલતું નથી પણ બોળે છે. પાણીમાં બોળે દરિયાના કે કૂવાના પાણીમાં બોળે છે. તેમ કર્યાં કર્મના પાપ ભારથી ભારે થયેલાં જેઠ જેઠાણી કૂવાના પાણીમાં બોળાયાં એ ઇશ્વરી ન્યાય થયો છે એમ મને લાગે છે.

(દુહો.)

કરે કર્મ તે ભોગવે, એ ઇશ્વરનો ન્યાય,
કૃત્ય સમુ ફળ નવ મળે, તો એ છે અન્યાય.

**ગોડેમાર**—અમારા પિતાજિયે રાજ્ય વધારવાને, બીજા રા કરતા આવ્યા છે તેમ, કદાપિ કર્યું, અને તે પ્રમાણે તેમના પુત્રોએ હોય તો તેમાં તેમનો વાંક કાઢવો એ અન્યાય કહેવાય. મારા ડા

કારભારી, અને મારા શૂરા સરદાર! તમે કેમ બોલતા નથી? અને ચડી ચૂપ કેમ સાંભળ્યાં કરો છો? તમને ઠકરાણીની શેહે પડે છે?

**કારભારી**—ક્ષમા કરજો મારા માલિક, અમારાં બા સાહેબ જે વાત કરે છે, તે ન્યાય પુરઃસર કરે છે, અને આપ ધણી પાસે અમે જે કહી શકયા નથી તે એમણે બરોબરિયા દાવે આપને ક્‌હેવા માંડયું છે તે ઘટિત અને ગ્રાહ્ય છે. કેમ સરદારજી! આપનો શો અભિપ્રાય છે?

**સરદાર**—આપણે ક્‌હેવું જોઇયે તે ગાળે વિંટાળીને યોગ્ય શબ્દોમાં કહી ચૂકયા છિયે, આપણે એક ન્હાની ઠકરાતના ધણી તે ન્હાને મ્હોડે મ્હોટી વાતો કરવાને યોગ્ય ગણુઇયેજ નહિ, અને આપણું બા સાહેબે જેઠ જેઠાણીના વાંકની વાત છેડી છે તે હજી એમણે પૂરી કરી નથી.

**કારભારી**—ખરી વાત સરદારજી! સાબાશ. જે આપણે કહેવાને ખમચાતા હતા તે હવે આપણું બા સાહેબ સ્પષ્ટ કરશે અને હજી લગણ એ વાત ઉઘાડી કરતાં નથી તેથી લોકોમાં ચાલતી વાત કદાપિ એમને કાને નહિ આવી હોય એમ મને લાગે છે.

**ગોડેમાર**—આ બધો મોઘમ ગોટાળો શાનો વાળો છો? એવું છાનું શું છે? કે અમારાં વ્હાલાં ઠકરાણી પણ તે ક્‌હેવાને ખમચાય છે.

**ઠકરાણી**—આપના નોકરો પોતાના ધણીના આગળ એબની વાત કરતાં અચકાય છે, તો પછી, મારા તન મનના આપ ધણી આગળ હું અચકાઉ એમાં શું આશ્ચર્ય? ભ્રમમાં તો હું કહી ચૂકી છું કે પાપ બોલે નહિ પણ બોળે. અને એ બોલ મારા નથી, પણ લોકવાયકાના છે. હું આપની પાસે ન કરાવવાનું કરાવું તો મને આપ કેવી ગણો?

**ગોડેમાર**—પાપમાં ઝોકાવનારી ગણું.

**ઠકરાણી**—જે પિતાના પિંડથી પુત્રનો પિંડ બંધાયો, તે પુત્ર કદાપિ કુપુત્ર નિવડે, તો પણ, પિતાનો પ્રેમ પુત્રપ્રતિ ઓછો થતો નથી; એ વાત ખરી કે નહિ?

**ગોડેમાર**—બસ, હું સમજ્યો. એવી વાત સાંભળવાને હું રાજી નથી. (ઉઠી જાય છે.)

**ઠકરાણી**– (તેને પાછો બેસારતાં) ઉતાવળા થાઓ નહિ ઠાકોર! અરે ભૂલી. હવે તો બરગંડીના રાજાધિરાજ! જરા બેસો, મારાં નવાં જેઠાણીને આપે પિંડે પરખી કહાડયાં અને આપના ભાઈ વ્હેરે પરણાવ્યાં તેના અપકૃત્યની વાત સાંભળવાને હવે આપને મરચાં લાગે છે કે?

**સરદાર**—પણ તે સંભળાવ્યા વિના સિદ્ધિ નથી. કેમ કારભારી સાહેબ?

**કારભારી**—એમજ કરવું જોઇયે, કેમકે, આપણે બરગંડીનું આખું રાજ્ય સંભાળવાનું છે તેમાં પારકી પીડા ઉભી કરીને વચ્ચે વિઘ્નો આડે નાંખવાના આપણે હાથે કરીને ઉપાય યોજવા જોઇયે નહિ.

**ઠકરાણી**– મારાં વડાં જેઠાણીનો વડો પુત્ર મારાં નવાં જેઠાણીને કાળરૂપ લાગ્યો, ને મારા બાયલા જેઠ, તેની સાથે મળીને, તેનું ખુન કર્યું એ જગજાહેર થઈ ગયું છે, તે પાપના બદલામાં બન્નેની કૂપસમાધિ પ્રભુએજ કરાવી છે, એમ માનવું જોઇયે.

**ગીતિ.**

દુષ્ટ કરે કૃત કડાં, સ્વાર્થ તણી સાધના કરી લેવા;
પણ પ્રભુ તે સાંખે નહિ, ઉપાય યોજે ઝટ બદલો દેવા.

**ગોડેમાર**—બસ કરો ઠકરાણી! મારૂં માથું ફરે છે.

(ઉઠી ચાલ્યો જાય છે.)

---

## દૃશ્ય ૬ ઠું.

## સ્થળ—બરગંડી પાસેનું રણાંગણ.

ગોડેમાર–તેનો સરદાર.

**સરદાર**—આપણી સેના યુદ્ધ મચાવવાને સજ્જ છે, આપણે હવે શત્રિનો લાભ લઇને, ફાવી જવા માટે સામટો ધસારો લેઈ જવાનો છે.

**ગોડેમાર**—સરદાર! તમારી યોજના અને વ્યૂહ રચના બરાબર છે. શત્રુની સેનાનો સેનાપતિ કલોડોમિર પોતે છે. મારે એનોજ નાશ

કરવાનો છે ! અને હું એને મારા ભાલાથી વિંધી નાંખવાનો છું, માટે, આપણે આપણા આ હેરકને આગળ કરીને, જે સ્થાને શત્રુ ખડો હોય તે સ્થાન ઉપર ઓચિન્તો ધસારો કરવો છે. એમ કરવાથી કલોડોમિર ઘેરાશે. અને નાસશે તો હું એની પછવાડે મારો ઘોડો દોડાવીને એને પકડી પાડીશ, અને તેને તેના ઘોડા ઉપરજ વિંધી નાંખીશ.

**સરદાર**—આપનો અભિપ્રાય યોગ્ય છે. આપ જેવા એની પછવાડે દોડો તેવાજ થોડા અશ્વારો આપની પછવાડે ધસ્યા આવે એમ વ્યવસ્થા કરી રાખવાનું મને ઉચિત લાગે છે, માટે આપની પાછળ દોડી આવતા લાલ વાવટાવાળા સ્વારો આપણાજ સમજવા. (એટલું બોલી તેના કાનમાં સ્વારોની સંખ્યા જણાવે છે અને સીધી લીટીમાં ઉભા રાખેલા પચાસ સ્વારો તેને બતાવે છે.)

**ગોડેમાર**—ચાલો પ્રભુનું નામ લેઇને.

[પોતે આગળ છે, સરદાર પાછળ છે. અને ડાબે પડખે ૨૫ પચીસ ચુનંદા સ્વાર અને જમણે પડખે તેવાજ બહાદૂર સ્વારો લેઈ કૂચ કરે છે તથા પછવાડેથી સામાન્ય ઘોડેસ્વાર, પાયદલ લશ્કર અનુક્રમે કૂચ કરે છે તેમને દેખી સામુ લશ્કર પછી તૈયાર થઇ જાય છે. તુમુલ યુદ્ધ મચે છે. ઘેરાઇ જવાનો પ્રસંગ આવતાં કલોડોમિર નાસે છે. ગોડેમાર તેની પછવાડે પોતાના સ્વારો સહિત દોડતો જાય છે, પછવાડે રહેલું સરદારનું લશ્કર ઉલટથી લડે છે. એક મેદાન આવતાં ગોડેમાર કલોડોમિરને પકડી પાડે છે. તેની છાતીમાં ત્વરા અને બળથી ભાલો ઘોચી દે છે. તે બઇડાની આરપાર નીકળી જાય છે તેથી ઘોડા ઉપરથી તે નીચે પડી જતાં, હાય હું ધ—વા—યો......] (પડદો પડે છે.)

---

## દૃશ્ય ૭ મું.

### સ્થળ—ચપળારાણીનો આવાસ.

**પાત્રો**—ચપળા રાણી, ગોડેમાર અને પછવાડેથી કારભારી અને સરદાર.

**ગોડેમાર**—કેમ મહારાણી ! તમે મને કેમ બોલાવ્યો છે? હું મારા કારભારી સાથે મહાવિચારની યોજના કરવામાં ગુંથાયો હતો.

**ચપળા**—આપ તો અહિંની યોજના કરવામાં ગુંથાયા છો, પણ ક્લોટિલ્ડા ફોઇજીની યોજના પ્રમાણે આખી બરગંડીનું રાજ્ય કબજે કરવાને ક્લોડોમિરના કુંવરો સહિત ક્લોર્ટર અને ચિલ્ડેબર્ટ આવનાર છે એ વાત તમે જાણી છે?

**ગોડેમાર**—ના, મારી વ્હાલી રાણી એ વાત હું કાંઈ જાણતો નથી, તમે શાથી જાણી? મારી સૂચના પ્રમાણે મારા અંગના રાજ્યના આ બે સ્તંભ આવ્યા. તેમની સમક્ષ કહી બતાવો.

કારભારી અને સેનાપતિ ( સરદાર ) પ્રવેશ કરે છે.

**ચપળા**—તમે નથી જાણતા ત્યારે સાંભળો:—

મેં મારી ખંદી દાસીને તેના મામાની દીકરી ક્લોટિલ્ડાના આવાસની ફરતા હરતા અને વિશ્વાસુ દાસી છે તેની પાસે મોકલી હતી. તે હવણુાંજ પાછી આવી છે. ( તેને બોલાવે છે ) ખંદી દાસી, તેં જે મને બાતમી આપી તે રાજાજીને કહી સંભળાવ.

**ખંદી દાસી**--વરથી પરમાંણે હું ક્લોટિલ્ડા ફોઇની ખવાસણો ભેગી ભળી ગઇ, ત્યાં ફોઇબાએ ક્લોડોમિર મરાયાનો શોક કરીને ચિલ્ડેબર્ટ અને ક્લોર્ટર જેવા કાળમુખાને વેરનો હવાલો લેવાને લલકાર્યા. એના બે કુંવરો તો ઉશ્કેરાઇને પોતાના બાપાનું વેર લેવાના ઘાટ ઘડવામાં ભળી ગયા. મોટેરો કુંવરડો તો એમ બકી જયો જે "દાદીજી! મારા આ બે કાકા છે ને તરીજો હું છું, પણ મારા બાપાનું વેર હું લઇશ." હાય હાય રે! એ તો ભાલો બતાવીને કહે જે આ ભાલાથી હું ગોડેમારને મારીશ રડયો નાનકડો કૂહે જે આ મારો નાનકડો ભાલો એના મોંમાં ભચ ગોચી દઇશ. દૂતીના પેટના બધાય દુતડાઓના આ બોલ મેં મારે કાંનેકાંન હાંભળ્યા છે.

**ચપળા**—સાંભળ્યું ઠાકોર! એ ઓચિન્તા ચડી આવશે, માટે આ પલથી સાવચેતીમાં રહો. સેના વધારવાની પાકી ગોઠવણ ગોઠવો.

**ગોડેમાર**—ખરી વાત છે મારાં વ્હાલાં રાણી. તમારી આવી બાતમી મેળવવાની ગોઠવણને માટે તમને બદલામાં શી રીજ આપું?

**ચપળા**—મારા ઉપરના પ્રેમનાં પોટકાંનો શરપાવ મને આપો, ને આ મારી દાસીને રાજી કરો.

**ગોડેમાર**—પ્રેમ તો સદાય તમને મળ્યાં જશે. આ તમારી દાસિને શોભીતાં ઘરેણાં લુગડાંથી શણગારી દ્યો ને એના વરને એક ગામનો લેખ કરી આપો. સાંભળ્યું કે?

**કારભારી**—આપની આજ્ઞા પ્રમાણે આ ભલી દાસીને આપની સૂચના પ્રમાણે કરવાને લઈ જાઉં છું. અને આ સેનાપતિની સાથે અગમચેતીની બધી તૈયારી રાખું છું.

**સેનાપતિ**—મારા કામની કશી ચિન્તા રાખશો નહિ, મેં સેનાની સારી ભરતી કરવા માંડી છે.

**ગોડેમાર**—તમારી બન્નેની સાવચેતી ભરેલી કૃતિ ઉપર મને પૂરો વિશ્વાસ છે તેથી હું નિશ્ચિંત છું.

**ચપળા**—મારા આશ્રયની અગત્ય પડે તો તે આપવાને હું કાળજી રાખીશ.

**બંદી દાસી**—(દોડતી આવીને) લીજિયે બા સાહેબ આ કાગળ, આપને પિયરથી એક અહવાર આયો છે તિણે મને આ કાગળ આપ્યો.

**રાણી**—(કાગળ વાંચે છે.):—

"વ્હાલાં બ્હેન, તમારા ફરમાનને માથે ચડાવીને મેં પાંચ હજાર સૈનિકો પસંદ કર્યા છે. અહિંથી આજે રવાને થશે. બીજા પાંચ હજારની તૈયારી ચાલુ છે. જો જરૂર પડે તો જણાવશો એટલે તેમને લઇને હું જાતે આવી હાજર થઈશ."

**ગોડેમાર**—જોયું: સેનાપતિ! વિના પૂછવે વ્હાલાં રાણિયે કેવી સારી વ્યવસ્થા કરાવી છે?

**સેનાપતિ**—હું માંડમાંડ ચાર હજાર પાયદલ અને એક હજાર અશ્વાર ભેગા કરી શકયો છું અને રાણી સાહેબના ભાઇયે તો દશ હજારની જોગવાઇ કરી દીધી.

**કારભારી**—વળી, એમના ભાઈ સરદાર થઇને આવવાને મરજી જણાવે છે.

**ગોડેમાર**—એ આવશે તો આપણને બહુ ઉપયોગી થઇ પડશે.

**ચપળા રાણી**—હું મારા બ્બરને લખું છું કે બીજા પાંચ હજાર સેનાની લઇને તમે ભલે પધારજો.

**ગોડેમાર**—મારી ભણીનો આભાર પણ એમને લખી જણાવજો.

**ચપળા રાણી**—એ એનો ધર્મ બજાવવા ઇચ્છે છે તેમાં એ આભારની ઇચ્છા રાખે નહિ, પણ જ્યારે આપની ઇચ્છા છે ત્યારે એને પાણી ચ્હડાવાને હું એ બોલ લખી જણાવીશ.

**ગોડેમાર**—કારભારી, તમે આ બંદી પણ ડાહી દાસીને લઇ જાઓ, એને શણગારો, અને એના ધણીને એક ગામનો પરવાનો લખી આપો.

( ખાણાના સમયનો ઘંટનાદ થાય છે, સર્વ વિદાય થાય છે.)

---

## દૃશ્ય ૮ મું.

## બરગંડીનું પાદર.

કલોટર, ચિલ્ડબર્ટ અને થિયોડબાલ્ડ, ગોડમાર.

[ તુમુલ યુદ્ધ મચે છે, ચપલા રાણી પોતાની બીજી ૫૦ સ્ત્રિયો સહિત પુરૂષના લાલપોશાકમાં સજ્જ હતી, તે કલોટર ઉપર ધસારો કરે છે, તેનો (બ્બર) ભાઈ ચિલ્ડબર્ટ ઉપર તૂટી પડે છે, અને ભાગ્યો નાશીને પોતાના પડાવમાં પેશી જાય છે. કલોડામિરનો મ્હોટો કુંવર થિયોડબાલ્ડ ગોડેમારની પછવાડે પોતાના વિશ્વાસુ સ્વારો સહિત એકાએક દોડી જાય છે. તેના પડખેના સ્વારો નાસવા માંડે છે. ગોડેમાર લડતો લડતો આગળ નાસતો જાય છે, ઝાડની એક ડાળીમાં ભચકાય છે ને ઘોડા ઉપરથી તંમર ખાઇ નીચે પડે છે. થિયોડબાલ્ડને તેનો અશ્વાર એ લાગ લેવાને ઉશ્કેરે છે. જે ભાલાથી ગોડેમારે

કલોડોમિરને વીંધી નાંખ્યો હતો તેજ ભાલાથી તેણે ઉશ્કેરાઇને ઘા કર્યો તેથી ઘવાયલો ઘવાયલો ],—

ગોડેમાર— ( કંઇક શુદ્ધિમાં આવીને ) કોણ, કોણ આમ મારી છાતી વિંધનાર તું કોણ ?

**થિયોડેબાલ્ડ**—પાપી, તેં મારા પિતા કલોડોમિરને તારા આ ભાલાવતી વિંધી નાંખ્યો હતો તેનો કુંવર થિયોડેબાલ્ડ.

ગોડેમાર—આવડા ન્હાના બાળકે આમ વૈરનો બદલો લીધો. (તંમર ચડે છે.)

**થિયોડેબાલ્ડ**--(તેની છાતીમાંથી ભાલો ખેંચી કહાડીને.) અરે, લાલપોશાકના સવાર પછવાડે દોડતા કોણ આવે છે ?

લાલ પોશાકનો લડવઇયો, પ્રવેશ કરે છે.

**લાલ પોશાકી અશ્વાર**--અરે આવો ગજબનો કરનાર તું કોણ છે ?

**થિયોડેબાલ્ડ**--હું કલોડોમિરનો પુત્ર છું.

**ચપળા રાણી**--તારા કાકાઓને હંફાવી આવનાર મારા પતિની ખબર લેવા આવનારી હું ચપળા રાણી છું.

**થિયોડેબાલ્ડ**— ત્યારે તો હું તને તારા પતિનો બેહેસ્તમાં મેળાપ કરાવું છું

કલોટર અને ચિલ્ડેબર્ટ દોડી આવે છે.

**ચપળા રાણી**—( ઘાથી ઘવાઈ પડતાં ) છોકરા ! તેં આ પ્રમાણે વૈરનો બદલો લીધો—ઓ—ઓ ( ગોડેમારના શબ ઉપર પડે છે. )

**થિયોડેબાલ્ડ**--(બંને કાકાને ધશી આવતા જોઈ.) કાકા; મેં મારૂં પણ પાળ્યું છે—વૈરનો બદલો આ પ્રમાણે લીધો છે એમ કહી બંનેને વળગી પડે છે.

( સ્તંભીકરણ. )

---

## દૃશ્ય ૯ મું.

### સ્થળ—અરગંડીનો દરબારી મ્હેલ.

**પાત્રો**—**ચિલ્ડેબર્ટ**, **કલોટર**, ગોડેમારના કારભારી અને સેનાપતિને મુસ્કે બાંધેલા તથા ખંદીને તેના હાથ બાંધેલી સ્થિતિમાં ઉભી રાખી છે.

**ચિલ્ડેબર્ટ**—કારભારી! તમે ગોડેમારને ઉશ્કેરીને અમારા ભાઈ કલોડોમિરનો શિરચ્છેદ કરાવ્યો છે માટે તમે અમારા અપરાધી છો.

**કારભારી**—અમે તો ચીઠ્ઠિના ચાકર છિયે. જે વેળાએ જે ધણી તે વેળાના અમે તેના તાબેદાર. કૃત્ય કરે અને અમે અપરાધી ગણાઇયે? અમે ચાકર. ન્યાય રીતિએ અપરાધી ધણી અમે તો તેની આજ્ઞાના ઉપાડનાર.

**કલોટર**—આજ્ઞા ઉપાડનાર એટલે કૂડાં કૃત્યોમાં ભાગ લેનાર સાહાય્યક પણ તેટલોજ અપરાધી ગણાય છે.

**કારભારી**—ગોડેમારને અમે સલાહ આપી કે બળવાન્ શત્રુની સામે લડવા કરતાં તેમને શરણે જઇને ક્ષમા માગવી યોગ્ય છે.

**સેનાપતિ**—મેં કહ્યું કે માંડમાંડ માણસો એકઠા કરીને ટોળાં તો બાંધ્યાં છે પણ લડાઇની વેળાએ મૂઠિયો વાળીને નાશી જશે. તેથી ભંગાણ પડશે. પકડાઇ જઇશું ને માઠા પરિણામ આવશે.

**કારભારી**—આવી નેક સલાહ આપી છતાં અમને બીરૂ ગણીને ધિક્કારી કહાડયા અને પરિણામ તો અમારી અગમચેતી પ્રમાણે આવ્યો. અમારાં ચપળા રાણી ડાહ્યાં હતાં તેમનો અભિપ્રાય પણ લડાઈ કરવાનો હતો નહિ. પૂછો પેલી ખંદી દાસી બધું જાણે છે.

**ચિલ્ડેબર્ટ**--તારૂં નામ ખંદી છે તો પણ ખંદાઈ કર્યા વિના ખરી વાત હોય તે કહી દે.

**ખંદી દાસી**--હું ખંદી એટલે વેળા જોઇને ઘટિત બે બોલ કહેવા જોગ હોય તે કહું તેથી મારાં ભલાં ચપળા રાણીજિયે મારૂં નામ ખંદી પાડયું છે. તેમણે તો ચોખ્ખુ ને ચટ્ટ ઑળે વિંટાળીને કીધું હતું જે સિજિસમંડની રાણિયે પોતાના ધણીની હાથે મળી જઇને પોતાની પ્હેલી

વારકી રાણીના કુંવરનું ખુન કરાવેલું.તેથી તે પાપણી દુનિયામાં કહેવાઈ તેવાંની ઓથ કરીને તેમનું વેર સમરથ વેરી સામે લેવાને ઉભું થવું એમાં હલકડું પાપ છે.

**કલોર્ટર**—એવી ડાહી ચપળા રાણીને મારા ભત્રીજાએ મારી નાંખી તે જો હું જરાક વ્હેલો આવ્યો હોત તો ઉગારી મારા દરબારમાં લઇ જાત.

**ખંદી દાસી**—અને હું પણ ઈમની હાથે તમારા રાણીવાહમાં વહવા આવત. હજી પણ તમે મને રાણીવાહની દાસી કરીને તમારી હાથે લેઇ જાઓ તો આમની આમ તમારી હાથે હાલી આવું.

**ચિલ્ડેબર્ટ**—એ અહિ પોતાના ભાગના રાજા થઇને રહે ત્યારે તું એમના જનાનાની વડી વડારણ થજે.

**ખંદી દાસી**—એના જેવું તો એકે હારૂ નહિ.

**કારભારી**—કલોર્ટરજીના ભાગની આપે વાત કરી તેથી આપનો વિચાર બરગંડી વ્હેંચી લેવાનો જણાય છે, જો એમ કરવું હોય તો મારી પાસે આખા દેશનો નકશો તૈયાર છે. ગયા સો વર્ષથી આ રાજ્યની જમાવટ થતી આવી છે અમે પ્હેડી દર પ્હેડીના રાજ્યના કારભારી થતા આવ્યા છિયે.

**ચિલ્ડેબર્ટ**—એ નકશો અને ચાલતું દફતર લઇને તમે આવતી-કાલે અમારી પાસે આવજો.

**સેનાપતિ**—કેવે પ્રસંગે કેવાં યુદ્ધ મચ્યાં તેની હારજીતની હકિકતનો ઇતિહાસ મારા ઘરના દફતરમાં મોજુદ છે. સન્ ૫૦૦ માં આપના પિતાએ બરગંડીની જીત મેળવી, અને અમારા ચિલપેરિક રાજાની કુમારી કલોટિલ્ડા જે આપનાં માતાજી થાય તેમનું લગ્ન કરાવીને સમાધાની કરી.

**કલોર્ટર**—હા, એ વાત તમારી ખરી છે. ૧૦૦ વર્ષ ઉપર તમારૂં રાજ્ય કેવા પ્રસંગમાં સ્થપાયું ?

**કારભારી**—તમે અને બરગંડેરિયનો એકજ ગૉથ જાતિના છો. પ્રથમ સન ૨૭૫ માં ગાળ ઉપર હુમલો કર્યો હતો.—

**ચિલ્ડેબર્ટ**-એ બધો ઇતિહાસ પછીથી. તમે તમારૂં ચાલતું દફતર લઇને આવો ત્યારે ઐતિહાસિક દફતર પણ સાથે લેતા આવજો. આજે તો આ દરબાર ભર્યો છે ને અમારી સત્તા બરગંડી ઉપર સ્થાપિત કરી છે તેની ખુશાલીમાં અમે તમને અમારા રાજ્યના હવેથી કારભારી ગણીને તમને બન્નેને મુક્ત કરિયે છિયે. (બન્નેને પોશાક આપે છે.)

**કલોટર**—અને બંદી દાસી તને પણ પોશાકથી શણગારિયે છિયે હવેથી તું મારી તેનાતમાં હાજર રહેજે. (તેને પોશાક અપાવે છે.)

(દરબાર ખલાસ થાય છે.)

---

## દશ્ય ૧૦ મું.

## સ્થળ—દરબારમાં મંત્રશાળા.

**પાત્રો.** ચિલ્ડેબર્ટ, અને કલોટર, પછીથી કારભારી અને સેનાપતિ.

**ચિલ્ડેબર્ટ**—ભાઇ કલોટર ભરદરબાર વચ્ચે જૂની વાતો કરાવવી મને યોગ્ય જણાઇ નહિ. ખાનગીમાં તમારે જાણવું હોય તો પૂછી લેજો, પણ પ્રથમ આપણે આપણા ભાગ પડાવી લેવાની ગોઠવણ કરવાની છે.

**કલોટર**—અને એટલાજ માટે પેલા થિયોડેબાલ્ડને મેં પારિસ રવાને કરી દીધો છે. એ આપણાં માતાજીને આપણે વૈર લીધું એ સમાચાર કહેશે અને એની માતાને મારે ફોસલાવવી છે તેના આગળ પોતાની બડાઈ હાંકશે તેથી એ બૈરૂં છે તેથી ફૂલાઇ જશે અને એવી ફૂલાશનો લાભ લઇને એને મારી બાથમાં લઇને હું ફૂલાવીશ.

**ચિલ્ડેબર્ટ**--અને તમે એને ફૂલાવીને શી રીતે ફસાવશો ?

**કલોટર**—એની સાથે હું જોડાઇશ, અને હંબ, પછી આપણે એની જાગીર આપઆપણા ભાગમાં જોડી દઇશું.

**ચિલ્ડેબર્ટ**--એ ગોઠવણ તો ઉત્તમ છે. એ છોકરો હવણાં અહિં હોત તો એને એની જીતના બદલામાં ભાગ આપવો પડત.

**કલોર્ટર**—ટાઢે પાણિયે ખસ કહાડવાની એ રચના રચીને એને વિદાય કર્યો છે. હવે કારભારી આવે એટલે નકશો જોઇને ભાગના વિભાગ પાડી લઇયે. કારભારી અને સેનાપતિ હવે આપણા નોકર થવાને ઇચ્છે છે તો એ જૂના છે તેથી એકને તમે રાખજો અને બીજાને હું રાખીશ.

**ચિલ્ડેબર્ટ**—મારૂં પણ એવુંજ વલણ થયું છે. પેલો ડામબો મ્હોટો **ચિયેડેબર્ટ** આપણી સાથે આવ્યો નહિ તે સારૂં થયું.

**કલોર્ટર**—જો આવ્યો હોત તો એને પણ ભાગ આપવો પડત.

**ચિલ્ડેબર્ટ**—બરગંડી તો આપણ બેની જ. જુવો પેલા બે આવે છે.

**કારભારી અને સેનાપતિ પ્રવેશ કરે છે.**

**કારભારી**--આપની આજ્ઞા પ્રમાણે અમે અમારાં દફતર લઇને આવ્યા છિયે.

આ નકશો હવણાંનો તાજો છે. (નકશો બતાવે છે.)

**ચિલ્ડેબર્ટ**—એમાં પૂર્વ પશ્ચિમ બે ભાગ બરાબર પાડી શકાય એમ છે.

**કારભારી**—મેં તો ત્રણ ભાગની યોજના આ નવો નકશો કરી ઇલાયદી કરી છે. જીત મેળવનાર શૂરા કુંવરનો ભાગ આ પ્રમાણે ત્રીજો પાડયો છે (નકશામાં જુવે છે.)

**બન્ને ભાઇયો એક બીજાના સામુ જુવે છે.**

**કલોર્ટર**—એ શૂરા કુમારને આજ ફ્રાન્સનો અધિરાજા બનાવવાની મારે યોજના કરવાની છે. બરગંડી છૂટી હતી તે પણ હવે ફ્રાન્સભેગી ભળી ગઇ.

**ચિલ્ડેબર્ટ**--એક માત્ર મારા ભાગનું નોખું રાજ્ય બંધાશે.

**કલોર્ટર**– ભવિષ્યના પેટમાં જે ભરાઇ રહ્યું હશે તેવી યોજના નિવડશે. મારી ગોઠવણ માટે કારભારી હું તમને નિમું છું.

**ચિલ્ડેબર્ટ**--ને મારા બરગંડીના ભાગની ભાલવણી, સેનાપતિ હું તમને કરૂં છું. અમે બે ભાઇયો જેવા હળીમળીને નિભાવિયે છિયે, તેવીજ રીતે તમે બંને એક બીજા પ્રતિ મમતાથી નાતો નિશ્ચળ રાખતા રહેજો.

**કારભારી**—આ નકશામાં ત્રીજો ભાગ મધ્યમાં પાડવો છે તેના બે વિભાગની મધ્યરેષા આલેખાઈ શકાય છે. (લીટી દોરે છે.) ભરતરમાં પણ બે ભાગ સરખા થઇ રહે છે.

**સેનાપતિ**—તેમ છતાં પણ સીમાડાના પથરા બેસારતી વેળાએ વત્તા ઓછી ભોંય હશે તે સરખી કરી નાંખીશું. અમે બે જણા પ્રથમથીજ સલાહ સંપમાં રહેતા આવ્યા છિયે.

**કારભારી**—વળી અમે એક બીજાના સગા છિયે એટલે સગપણનો નાતો પણ ચાલતો રહ્યો છે.

**કલોર્ટર**—જો એમ છે તો એક બીજાનતું જોડાણુ થઇને અમારા રાજ્યના જોડાણની કલ્પના કરો એવા તમે મને લાગતા નથી.

**કારભારી**—(જરા સ્મિત કરીને) બરગંડીના રાજ્ય વંશમાંથી કોઇ બાકી રહ્યું હોત તો કદાપિ તેને પોતાના વંશનું અભિમાન ઉપજતાં તે ખોટાં બાથોડિયાં મારે પણ તેવો કોઇ જન હવે હૈયાત નથી. ચપલા દાસીનો બ્રધર હતો તે આ લડાઇમાં મરાયો એટલે આખું કુલ ઉપડી ગયું. (નકશો બતાવતાં) આટલો ગ્રાસ એમનો હતો તે આપણા ભાગમાં આવી જાય છે.

**સેનાપતિ**—આવી હકિકત હોતાં અમે તો રાજ્યના નોકર તે કૃપા કરીને આપે અમને નોકર ગણી લીધા, તો પછી, મારા તરફનો કાંઈ પણ વ્હેમ રાખવાની જરા પણ જોગવાઈ રહેતી નથી.

**ચિલ્ડેબર્ટ**--સેનાપતિ નહિ હવે તો મારા વહિવટદારનો ખુલાસો મનમાનતો લાગે છે. પરમ દહાડે અમે બે ભાઈ તમારી સાથે અમારી નક્કી થયેલી આ (નકશામાં બતાવે છે) સરહદ ઉપર આવીશું. અને પથરા ગોઠવવાની રેપા નક્કી કરીશું. તે પ્હેલાં તફાવત હોય તો તે આવતી કાલે સુધારી રાખજો.

**કલોર્ટર**--રાજધાનીની ઈમારતો મ્હોલાત આદિ છે તે તો હવણાં મઝિયારી રાખવી ઠીક પડશે.

**ચિલ્ડેબર્ટ**--અગત્ય જણાશે તો આગળ ઉપર તેની પણ વ્હેંચણી કરી નાંખીશું. હવણાં તો તમને બંનેને રજા છે. (જાય છે.)

---

# અંક ૩ જો.

## દૃશ્ય ૧ લું.

### સ્થળ, પેરિસમાં રાજ્યમહાલય.

પાત્રો—કલોટિલ્ડા, ગોંણ્ડેંચાનો મ્હોટો કુમાર થિયોડોઆલ્ડ (જયવંત) અને ન્હાનો કુમાર.

**જયવંત**—(દોડતો પ્રવેશ કરી કલોટિલ્ડાને પગે પડતાં) દાદીજી, આ હું તમારો બાળક, આપની ઇચ્છા પ્રમાણે ગોડેમાર અને તેની ચપળા રાણીને, આ (બતાવે છે.) તેમનાજ ભાલાવતી વીંધી નાંખીને, મારા પિતાજીના વૈરનો બદલો વાળ્યો.

**કલોટિલ્ડા**—તારૂં પ્રભુ કલ્યાણ કરો. તું મારો પરાક્રમી પૌત્ર નિવડયો. આખી બરગંડીનું રાજ્ય હવે આપણા રાજ્ય સાથે જોડાઇ ગયું. મારા પિતાજીના વૈરનો બદલો તેં લીધો અને તારા પિતાને કતલ કરનારને તેં કતલ કર્યો, એમ બેવડો પ્રસંગ એકજ વેળાએ તારા જેવા શૂરા રાજબાળકે પ્રભુની પ્રેરણાથી **વૈરનો વાંસેવશેલો વારસો** સાચવી લીધો. આવો યોગ બની આવવાથી મને હવે અત્યાનંદ પ્રાપ્ત થયો છે. મારૂં હૃદય હલકું થઇ ગયું. અજંપો ભોગવતા મારા પિતાજી અને ભાઉંઓને મેં પ્રેતરૂપમાં દીઠા હતા તેમનું હવે તારણ થયું, એટલે સર્વ પ્રકારે મને જંપ વળ્યો. દીકરા, મારા વ્હાલા દીકરા, મને અવનવી સુખશાન્તિ આપનાર, અને મારૂં તારણ થાય એવી નિવૃત્તિએ પ્હોંચાડનાર, મારા વ્હાલા દીકરા, (ઉઠીને તેને બે હાથની બાથમાં લઇ વ્હાલથી ચાંપે છે.)

પાપમોચન ગુરૂજી પ્રવેશ કરેછે.

**પાદરી**—(બધાંનું પાદવંચન સ્વીકારી) આવી આનંદની પળ આપણા ત્રાતાએ આપી, આવડા ન્હાના કુમારને યશવંત કર્યો એવા તારણ કરનાર પ્રભુની આપણે પ્રાર્થના ગાઇયે.

**ભક્તિપંચક.**

ભક્તિના ભાવ ભર્યા ભગવાન્!
અમારી ઉરની ભક્તિ સ્વીકારજો.
પાપી પ્રાણી લેખાય તેનાં પાપ પ્રભુ વેગથી
વિદારજો-ભક્તિ-૧

અમે ભૂલિયે તો ભૂલો પ્રભુ સ્નેહથી સુધારજો
અમ પર પ્રીતિનાં નિર વરસાવજો.--ભક્તિ--૨

અમે પામર પ્રાણિયો તે પર પ્રીતથી
તે પર ભાવ ભરી ભાવના ધારજો--ભક્તિ--૩

અમે પગલે ને ડગલે ભૂલ્યો ભર્યા
તે પર સ્નેહ કેરા બોધ સારા સારજો-ભક્તિ-૪

આપ ભાવના ભૂખ્યા છો પ્રભુ પ્રેમના
ભાવ ભર્યા હૃદયના હાર નિજ કંઠ ધારજો-ભક્તિ-૫

---

## દશ્ય ૨ જું.

### સ્થળ—કલોટિલ્ડાનો આવાસ.

**પાત્રો:** કલોટિલ્ડા, ગોણ્ડેચા, મ્હોટો અને ન્હાનો બે કુમાર.

**ગોણ્ડેચા**—મારો અણગમો ટાળવાને, અને ધર્મનો બોધ કરી, શાન્તિ આપવાને, મને આપે આપની પાસે રાખી, હવે મારો કુમાર પાછો આવ્યો, તેથી, કાંઇક જંપવારો મને મળશે. આજે હું મારા આવાસમાં જઇ વસવાની આજ્ઞા માગું છું.

**કલોટિલ્ડા**—તમારી એવી ઇચ્છા થઇ છે તો ભલે તેમ કરો; હવે શોક કરશો નહિ. પ્રભુભકિતથી મૂઝવણ મટી જશે

**જયવંત**--દાદીજી, હું પાસે છું તે મૂઝાવા નહિ દઉં.

**ન્હાનો**--ભાઈ લડાઇ કરવા ગયા, તેમની ગેરહાજરીમાં તમે રડરડ કરવા માંડયું હતું તેથી હું જ તમને દાદીજી પાસે રહેવાને લઇ આવ્યો; તેમ પાછાં ફરીને કરવાનાં હો તો તો અહિયાં જ દાદીજી પાસે રહો.

**ગોણ્ડેચા** - દીકરા, હવે હું એવો બળાપો નહિ કરૂં. તારો ભાઈ તારા કલોર્ટર કાકાજી સાથે લડવા ગયો, વળી તું પણ સાથે જવાને તૈયાર થયો હતો તો પછી મારી પાસે કોણ?

ન્હાનો—એટલાજ માટે મેં મારી આડાઇ મૂકી દીધી, ને લડવા ના ગયો.

જયવંત—બાપુ, લશ્કરનો દેખાવ ઘણો ભયંકર હતો, તે જોઇને તને બીક લાગત, મને ઘણું અઘરૂં લાગ્યું હતું, પણ આપણા બે કાકા મારી પડખે હતા, તેમાં કલોર્ટર કાકા તો મને જરા પણ વ્હીલો મૂકતા નહિ તેથી પાંશરૂં પડી ગયું.

ન્હાનો—પણ તમે તો મને વ્હીલો મૂકીને ગયાકની?

જયવંત—મેં તો આપણા પિતાજીનું વૈર લેવાનું પણ લીધું હતું માટે મારે જવાની જરૂર હતી, તે ગયો તો પણ પળાયું.

કલોટિલ્ડા—વ્હાલા દીકરા, તેં તારૂં પણ પાળ્યું ને મારૂં હઇડું ઠાર્યું.

ગોણ્ડેચ્યા—મારી છાતીમાં આગના ભડકા લાગતા હતા તે હવે હોલાઈ જવા માંડયા છે; એ કાંઇ જેવો તેવો બનાવ ગણાય નહિ.

જયવંત—બરગંડીની રાજ્ય ગોઠવણુ કરીને કલોર્ટર કાકા પણ હવે વ્હેલા આવશે, અને એઓ પણ હવે રાજ્યકાજમાં વિશેષ મને પલોટશે તેથી બધું પાંશરૂં પડી જશે.

કલોટિલ્ડા—જો એમ એ સીધો વર્તે તો બધું પાંશરૂં ઉતરે. એ એના પિતા જેવો રાજ્ય વધારવામાં બહુ લાલચુ છે. બરગંડી લીધું. હવે કોઇ બીજો પ્રદેશ લેવાને બાથોડિયાં મારશે, જંપશે નહિ.

ગોણ્ડેચ્યા—કુટુમ્બમાં ખોદણી ન થાય એવી, માતાજી આપે કાળજી રાખવાની છે.

કલોટિલ્ડા—હા વહૂજી, સર્વેએ હળીમળીને ખટલો નિભાવવામાં કુટુમ્બની શોભા છે. સદાય સલાહ શાન્ત સચવાય એવી હું કાળજી રાખતી રહીશ.

ગોણ્ડેચ્યા—માતાજી, હવે હું જવાની આજ્ઞા માગું છું.

કલોટિલ્ડા—ભલે, જરા અજંપો થાય તો મારી પાસે પાછાં આવજો. (સર્વ જાય છે)

———

## દૃશ્ય ૩ જું.

## સ્થળ—ગોણ્ડેચાનો આવાસ.

**પાત્રો:** ગોણ્ડેચા, બે કુમાર, અને કલોર્ટર તથા ખંદી દાસી.

**કલોર્ટર**—( બન્ને કુમારોને બાથમાં ઘાલીને વ્હાલ કરતો. જયવંત, મેં તને તારી માતા પાસે વ્હેલો મોકલી દીધો, તેથી, તારી વાતો સાંભળીને એ રાજી થયાં હશે.

**જયવંત**—હા, મેં મારી જીતની વિગતથી વાત કરી તેથી એ રળિયાત થયાં.

**ગોણ્ડેચા**—દિયરજી, એ માટે હું તમારી ઓશિંગણ થાઉં છું. તમારો આભાર માનું છું, તમે એને પડખે હતા તો એ એના પિતાનું વૈર વાળીને હેમખેમ પાછો આવ્યો, અને મારો અજંપો શમાવ્યો.

**કલોર્ટર**—તમારી આવી વ્હાલભરી વાણી માટે હું તમારો આભાર માનું છું. હું તમારે માટે બરગંડીના દરબારની દાસી લઇ આવ્યો છું, તે તમારી સેવા ઉઠાવશે, અને ત્યાંનાં સર્વે વર્ત્તમાન કહી સંભળાવશે તેથી તમને ગમત મળશે. જો ઇચ્છા થતી હોય તો એને રજુ કરૂં, એ બ્હાર ઉભી છે.

**ગોણ્ડેચા**—તમારી ખાતરીવાળી હોય તો હું એને મારા આવાસમાં રાખીશ.

**જયવંત**—માજી, એ દાસી સારી છે, એનું નામ ખંદી છે.

**ગોણ્ડેચા**—નામની નામના રાખવાને ખંદાઇ કરે એવી તો નથી ને?

**કલોર્ટર**—એની હોંશિયારીને લીધે ચપળા રાણિયે એનું નામ ખંદી દાસી પાડ્યું છે. ખંદી એટલે પ્હોંચેલી હોંશિયાર. ( તેને બોલાવી લાવે છે ).

**ખંદી**—( ગોણ્ડેચાને પગે લાગતાં ) હું આપની કહ્યાગરી દાસી થઇને આપના હુકમ પરમાણે આપની સેવા ચાકરી કરતી રહીશ.

કલોર્ટર—મેં તારી ખાતરી આપી છે. માટે મારી ભલામણને નામોશી આવે નહિ એમ ચાકરી ઉઠાવજે. આ બે કુમારોને સાચવજે એમના કહ્યામાં રૂહેજે.

ખંદી—હું કોઇ પરકારની ઉણપ આવવા દઈશ નહિ. કહ્યાગરી વડારણ થઇને રહીશ.

ગોણ્ડેચા—એવી રૂડી વર્ત્તણૂક ચલાવીશ તો હું તને મારા આવાસની વડી વડારણ કરીને રાખીશ.

ખંદી—મારે બધા કરાર કબુલ મંજુર છે. કલોર્ટર મારા માલેક છે તેથી એમને મળવા જવાની મને અવકાશની વેળાએ પરવાંનગી આપવી પડશે.

કલોર્ટર—આ બે કુમારોની સંભાળ લેવાને, અને નિત્ય નિત્ય ગોણ્ડેચા ભાભીજીની ખબર પૂછવાને મારે આવવું પડશે એટલે તારે મારી પાસે આવવાની ઓછી અગત્ય પડશે. વળી બંને કુંવરોને મારી પાસે કેળવવાની ખાતર રાખવા પડશે, એટલે, એમની ત્હેનાતમાં ત્હારે રૂહેવું પડશે.

ગોણ્ડેચા—જેમ અનુકૂળ પડે તેમ કરવા દેવાની હું એને ખુશીથી છૂટ આપીશ.

કલોર્ટર—કલોટિલ્ડા માતાજી એમના પિયરની વાતો સાંભળવાને રાજી થશે એટલા માટે તમે ખંદીને માતાજીની પાસે લેતાં જજો.

ગોણ્ડેચા—એમ કરવાથી મને ઘણો વિસામો વળશે. તમારી સૂચના મને ગમતી છે.

કલોર્ટર—હું બરગંડીથી બારોબાર તમારે આવાસે આવ્યો છું. હવે માતાજીનાં દર્શન કરવાને જાઉં છું.

ગોણ્ડેચા—એ ફરજ તમારે પ્હેલીજ અદા કરવી જોઇયે. તમે સુખેથી ત્યાં પધારો. ( જાય છે. )

## દૃશ્ય ૪ થું.

### સ્થળઃ કલોટિલ્ડાનો આવાસ.

પાત્રોઃ કલોટિલ્ડા, ચિલ્ડેબર્ટ અને કલોર્ટર.

(બંને ભાઇ સંગાથે પ્રવેશ કરી માતાજીને પગે પડે છે).

**કલોટિલ્ડા**—(બંનેને માથે હાથ મૂકી) મારા કહ્યાગરા દીકરાઓ, પ્રભુ તમારૂં કલ્યાણ કરો. તમે મારૂં વચન પાળીને મારી આંતરડી ઠારી, તો હવે જગત્ત્રાતા તમારી આંતરડી ઠારશે

**ચિલ્ડેબર્ટ**—આપના મનની શાન્તિ થઇ, અને અમારાથી આજ્ઞા પાળવાને યથાશક્તિ બની આવ્યું તેથી અમને હર્ષ થાય છે.

**કલોર્ટર** - આપની અશાન્તિ મટી તેથી અમને શાન્તિ પરિપૂર્ણ થઈ. હવે આપ કોઇ પ્રકારનું કલ્પાન્ત કરશો નહિ. વૈર વાંસેવસ્યાનો વારસો અમને પ્રાપ્ત થયો તે અમે અંતઃકરણપૂર્વક ઉપાડી લીધો છે.

**કલોટિલ્ડા**—તમે તમારૂં કર્ત્તવ્ય પરિપૂર્ણ કર્યું છે. મારા પિતાનું તારણ તમારે હસ્તક થયું છે તેથી મને પૂર્ણ સંતોષ પ્રાપ્ત થયો છે. હવે ધર્માચરણ કરવામાં મારૂં જિવતર હું સ્વાર્પણ કરવાને સમર્થ બનીશ. માત્ર મારે એટલીજ ભલામણ કરવાની રૂહે છે કે વંશપરંપરાનો વારસો પ્રાપ્ત થાય છે, છતાં, સદ્ વિચારના ખડ્ગથી હવે તેનું છેદન કરતા રૂહેજો. લોભને માર્ગે દોરાશો નહિ. લોભ, મોહ, મત્સરને તમારા હૃદયમાં પ્રવેશ પામવા દેશો નહિ. ગુરૂમુખે કથા વાર્ત્તાનું શ્રવણ કરી, તમારા શ્રવણોને સાર્થક કરજો, કુટુમ્બમાં વ્હાલ વધતું જાય એવું આદરપૂર્વક એક બીજાપ્રતિ વર્ત્તન ચલાવતા રૂહેજો. કોઇનો વાંક સમજાય તો તેજતો મૂકજો. આખા ફ્રાન્સના રાજ્યની તમને પ્રાપ્તિ થઈ છે તો તમે પોતપોતાના પ્રદેશની પ્રજાનું પ્રેમપૂર્વક પૂર્ણ પ્રકારે પાલણ, લાલણ કરજો. પ્રજાનું સુખ તે તમારૂં સુખ એ સૂત્ર સદા તમારા હૃદયમાં ગોખી રાખજો. પ્રજાનો આશીર્વાદ મેળવવાથી પ્રભુ તમારૂં કલ્યાણ કરશે. આ મારી શુભ આશીષ તમારે મસ્તકે ચડાવી લેજો. મારા આજ્ઞાપાળક પુત્રો, આવતી કાલનો દિવસ પ્રભુ-પ્રાર્થના કરવામાં ગાળજો. ગુરૂજી પાસે ધર્મોપદેશનું વાખ્યાન કરાવજો.

**ચિલ્ડેબર્ટ**--આપનું ઉપદેશરૂપ કથન સાંભળીને આ મારા-કાન પવિત્ર થયા. અમે આપની સૂચનાનુસાર વર્તન ચલાવીશું.

**કલોર્ટર**—અમારા મનની ઉચ્છાંછળી ઉર્મિયો અમે ડબાવી રાખવાને પૂરતો પ્રયત્ન કરીશું. કાલના દિવસને અમે સંભારણું રૂહે એવો પવિત્ર બનાવીશું. ગુરૂજીદ્વારા કથાકિર્ત્તન કરાવીશું, બાળકોને મિઠાઈ વ્હેંચીને તેમનાં મુખ મીઠાં કરાવીશું. અને બાળકોમાં મિઠાઈની વ્હેંચણી, જય મેળવી આવેલા અમારા વ્હાલા ભાઈ કલોડોમીરના મ્હોટા કુમારને હસ્તક કરાવીશું. એણે જય મેળવ્યો છે તેથી હવે એને જયવંત નામથી પ્રસિદ્ધિમાં આણીશું.

**ચિલ્ડેબર્ટ**--મારા કલોર્ટર ભાઇએ કહ્યું તેટલું સર્વે અમે કરીશું, તે ઉપરાંત આવતી કાલે કોઈ મુગા પ્રાણીનો વધ થાય નહિ એવો ઢંઢેરો પિટાવીશું.

**કલોટિલ્ડા**--આવતી કાલની આ તમારી ધાર્મિક વૃત્તિની સઘળી ક્રિયા પ્રજામાં પ્રિય થઈ પડશે. તમારા ગુણ ગવાશે. પ્રજાનો પ્રેમ તમારા ઉપર વધશે.

**કલોર્ટર**—પ્રજા ભણીથી એ બદલો અમને મળશે તેથી અમારી વૃત્તિને ઉત્તેજન મળશે. અમે સદા રૂડાં કર્મ કર્યા કરિયે એવી અમારી ઇચ્છાને પ્રભુ સબળ ઉત્તેજન આપો એવી અંતઃકરણપૂર્વક પ્રભુ-પ્રતિ અમારી પ્રાર્થના છે.

**કલોટિલ્ડા**—તો તમારી ઇચ્છા પ્રભુ પૂર્ણ કરશે. મારો આશીર્વાદ ફળશે.

**ચિલ્ડેબર્ટ**—તે મસ્તક ઉપર ધારણ કરી અમે વિદાય થઇયે છિયે.

**કલોર્ટર**—જય જય માતાજી !

(બન્ને ભાઇયો વંદન કરી જાય છે.)

---

## દૃશ્ય ૫ મું.

## સ્થળઃ રોમન કેથોલિક મઠ.

**પાત્રઃ હિલ્ડેબર્ટ, કલોર્ટર, થિયોડોબર્ટ, બે કુમારો, કલોટિલ્ડા.**

[ વહૂઓઆદિ રાજકુટુમ્બ પાદરિયો અને સાધ્વિયો સહિત ધર્માધ્યક્ષ પ્રભુપ્રાર્થના કરે છે. તે પૂર્ણ થયા પછી દરબારમાં જયવંતને હાથે બાળકોને રિકાબિયો ભરીને મિઠાઇ વ્હેંચાવે છે. બીજી બાજુએ મૂગાં પ્રાણિયોને ઘાસ નિરવાની ક્રિયા ચાલે છે, ત્રીજી બાજુએ રાંકોને માટે અનાજ રાંધવાની ડેગો નાકે નાકે ચડાવી હતી તે વ્હેંચી દેવાની ગોઠવણ ચાલે છે. ]

[આ પ્રમાણે આખો દિવસ ધર્મકાર્યમાં પરિપૂર્ણ થાય છે. પ્રજામાં આનંદ આનંદ વરતી રહે છે. ધર્મનો જય એવી ધ્વનિના ઘોષ કાનોને ગજાવી દે છે. કલોટિલ્ડા આદિ આખું રાજ્ય કુટુમ્બ ઘોડે ચડી અશ્વારીના આકારમાં નગરભ્રમણ કરવાને નીકળી પડયું છે. તેમના ઉપર ગોખમાંથી અને માર્ગે માર્ગે પુષ્પવૃષ્ટિ થાય છે. ]

[ આવી રીતે આનંદ આપતી અને લેતી રાજ અશ્વારી દરબાર ગઢમાં ઉતરી વિસરજન થાય છે. ]

---

## દૃશ્ય ૬ ઠું.

## સ્થળઃ કલોડોમિરની વિધવા ગોણ્ડેચાનો આવાસ.

**પાત્રોઃ ગોણ્ડેચા અને કલોર્ટર.**

**ગોણ્ડેચા**—( કલોર્ટરને આવતો જોઈ ) પધારો દિયરજી, બિરાજો આ ખુરશી ઉપર. ગઇ કાલની તસ્દીથી આપ થાકયા હશો.

**કલોર્ટર**--આનંદના કાર્યમાં ભળવાથી થાક જણાતો નથી. કાલના આખા ક્રમકાર્યનો નાયક તો આપણો જયવંત હતો. એણે સંખ્યાબંધ બાળકોને એકલે હાથે મિઠાઈ વ્હેંચી. અને આવડો છોટી

વયનો છતાં લડાઇમાં શત્રુનો ઘાણ વાળી નાંખ્યો એ જોઈ જાણીને આખી પ્રજામાં કેવો આનંદ વ્યાપી રહ્યો હતો તે તમે તમારી આંખોએ પ્રત્યક્ષ દીઠું

**ગોણ્ડેચા**—દિયરજી, એ બધો પ્રતાપ આપનો જ, આપની સાહાય્યથી મારો કુંવર યશવંત થયો. આવો સુખદ દહાડો પ્રભુએ દેખાડયો છતાં આવી પળે તમારા ભાઈનું સ્મરણ થઈ આવતાં મારી છાતી પાછી ધિકધિકવા માંડી છે. વિશેષે એટલા માટે કે મારા કુંવરોનો સ્વાર્થ બગાડવાનો પાયો રચાય છે.

**કલોર્ટર** – હા, ભાભીજી ચિલ્ડેબર્ટની બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે. એની દાનત બરગંડી કબજે થતાં વાંતજ લાલચમાં પડી છે બરગંડીની વ્હેંચણીના મારા કારભારી પાસે, ત્રણ હિસ્સા પડાવીને મેં નકશો તૈયાર કરાવ્યો હતો, તેમાંથી જયવંતનો ભાગ બાદ કરાવ્યો

**ગોણ્ડેચા** —જીત તો જયવંતે મેળવી હતી, તેમાં એનું શું લાગે વળગે ?

**કલોર્ટર** – મેં એમજ કહ્યું, કે આખી બરગંડી એને આપવી જોઇયે. તેને બદલે ત્રીજો ભાગ આપવાને પણ ના કહો છો એ તમારી તકરાર પેશ જશે નહિ. આટલું મારૂં કહેવું તે સહન કરી શકયો નહિ, અને કમરે તરવાર તો લટકાવી હતી તે મ્યાનમાંથી કહાડીને બોલ્યો, કે આ તરવાર મારી તકરાર પેશ પ્હોંચાડશે.

**ગોણ્ડેચા**– એ બધી હકિકત ખંદિયે મને વિગતવાર કહી છે.

**કલોર્ટર** – છેવટે મેં એનું કાળું મ્હોં કરીને એમ કહ્યું કે હું મારો ભાગ બે કુમારોને આપું છું. હવે કાંઇ વાંધો છે? ત્યારે એણે કહ્યું કે તમે ફાવે તેમ કરો, હું તો મારો અર્ધો ભાગ નકશા પ્રમાણે કબજે કરી લઉં છું.

**ગોણ્ડેચા**— તમારી કેટલી બધી ભલમનસાઈ !

**કલોર્ટર**—એમ નીકાલ લાવ્યા વિના સિદ્ધિ ન હતી. મારા લશ્કર કરતાં એનું લશ્કર દોઢું હતું. વળી શત્રુનો સેનાપતિ એનો કારભારી

થયો હતો તેથી એ લશ્કર પણ એની તરફેણમાં થઇ જાય તો પછી લડવામાં હું એને પ્હોંચી શકું નહિ. જયવંત જો ત્યાં હોત તો એનો જીવ જોખમમાં આવી પડવાનો મોકો બન્યો હતો.

**ગોણ્ડેચા**--તમે અગમચેતી વાપરીને એને મારી પાસે વિદાય કરી દીધો એ બહુ સારૂં કર્યું.

**કલૌર્ટર**—રાજ્યના લોભીનો છેવટ સુધી વિશ્વાસ કરવો નહિં. માતાજિયે કુટુમ્બ કલેશ નહિ કરવાનો તાજેતર બોધ તો કર્યો છે, પણ એજ વેળાએ--

**ગોણ્ડેચા**--એમણે તમારા સામુ જોઇને કટાંણું મ્હોં કર્યું હતું. તે ઉપર મારૂં લક્ષ ગયું હતું. તમારી બધી વાત સાચી છે. હવે તો મારો બધો આધાર, દિયરજી, તમારા ઉપર છે. તમે તારો કે મારો એવો મામલો આવી બન્યો છે. હવે તમે જેમ રૂડા દેખાઓ તેમ કરો. તમારો પ્રેમ તમારા ભાઈ પ્રતિ હતો તેવો તેમના કુંવરો ઉપર નિભાવી રાખો.

**કલૌર્ટર**--ભાઇપ્રતિ મારો જેટલો પ્રેમ હતો તેટલો જ, બલકે તેથી પણ વધારે પ્રેમ મારાં વ્હાલાં ભાભી અને ભત્રિજા પ્રતિ હું ધરાવું છું તેથી મેં એને સમજાવીને વાત કહેવા માંડી ત્યારે એણે મારા સામી કટાર ધરી, અને બોલ્યો કે, રીતસર તું સમજીશ નહિ તો આ કટાર તને સમજાવશે. એ છોકરા ક્યાં તારા પોતાના છે કે તું તેમની હિમાયત કરે છે? મેં કહ્યું કે, હવે તો એ કુંવરો મારા પોતાના જ છે. ત્યારે એ બોલ્યો કે તેં ભાભી વ્હેરે પરણવાની ગોઠવણ કરી હોય તો જૂદી વાત છે.

**ગોણ્ડેચા** –દિયરે આવું અયોગ કથન કરવું? આટલે સૂધી વાત આવી? અરે પ્રભુ!

**કલૌર્ટર**--ભાઇનો તાજો ઘા હતો, તેથી, મારી જીભ હજી સૂધી આપના આ હાથનું ગ્રહણ કરવાને (હાથને સ્પર્શ કરે છે) ઉપાડી નથી. મામલો આટલે સૂધી આવ્યો છે ત્યારે હું મારૂં અંતઃકરણ આપની આગળ ઉઘાડું કરીને કહું છું કે મારો પ્રેમ આપના પ્રતિ

ઉછાળા મારી રહ્યો છે, અદ્યાપિસૂધી આપના સિવાય બીજી કોઇ સ્ત્રીને મારા ચોખ્ખા અંતઃકરણમાં એ પ્રેમ પેસવા દીધો નથી. તે હું તારે સ્વાધીન કરૂં છું. ( તેને ભેટવા જાય છે. )

**ગોણડેચ્યા**--(બે હાથે ધકકેલીને) હે પ્રભુ! તેં આ વેળા આણી?

**કલોર્ટર**--મારા જેવો પ્રતાપિ પુરૂષ તારો દાસ થાય છે એ કરતાં બીજો રૂડો પ્રસંગ પ્રભુ કિયો આણે? (તેને ફરી વળગવા જાય છે. )

**ગોણડેચ્યા**—ખબરદાર ! દૂર થાઓ.

**કલોર્ટર**--( રીસાવીને ગભરાતો રવાને થઇ જાય છે. )

**જયવંત**—**કલોર્ટર** કાકાજી હવણાં જ, રીસાયા હોય એવી ઢબમાં ઉતાવળા નીકળી ગયા તેથી મને સમજાય છે કે તારી સાથે કાંઇ રગઝગ થઇ તો નથી ને?

**ગોણડેચ્યા**- (આંખો ડાબીને) એવું કાંઈ નથી.

**ન્હાનો**--એ તો આપણા ઉપર બહુ વ્હાલ રાખે છે. તેમાં વળી મારા ઉપર તો એમનું હેત બહુ ઉછાળા મારે છે, મને ખોળામાં બેસારીને ભાવભરી બચ્ચિયો કરે છે. બરગંડીથી આવ્યા પછી મને કહે કે તારા મ્હોટા ભાઇને ઘોડે બેસતાં આવડયું તો એ જીત મેળવી જયવંત થઈ આવ્યા. માટે તને પણ એમજ શીખવવાનું છે. આજે સાંજરે મને ટટ્ટુ ઉપર બેસારીને ફરવા લઇ જવાના છે.

**જયવંત**—બરગંડી જતાં પહેલાં મારે માટે પણ ટટ્ટુ રાખ્યું હતું અને આજથી તો એ જે ઘોડા ઉપર બેસે છે તે એમનો માનીતો ઘોડો મારે માટે રાખ્યો છે.

**ન્હાનો**—હું ન્હાનો છું માટે ન્હાનું ટટ્ટુ રાખ્યું છે એ ઠીક કરયું છે. એ ટટ્ટુ ઉપર બેસવાને દાસી મને મારા ભાઈ સાથે લઇને **કલોર્ટર** કાકાને આવાસે લેઇ જનાર છે.

**ગોણડેચ્યા**—અરે પ્રભુ! તેં મને આવી મૂઝવણમાં મારા કિયા પાપને માટે નાંખી છે? પ્રભુ! હું બહુ તવાઈ, ક્ષમા કર મારા પૂર્વના

અપરાધ. હે ત્રાતા, મને સાહાય્ય થાઓ. મારી વ્હારે ધાઓ, મને શાન્તિને માર્ગે દોરો. પ્રભુ! પ્રભુ, (રડી પડે છે.)

બને કુમારો તેને ગળે બાઝે છે (દાસી દોડતી પ્રવેશ કરે છે).

**દાસી** –બા સાહેબ! આવડાં આપ આકળવિકલ ચમ થઇ જ્યાં છો? નત નત બળાપો કરીને આપનો દેહ આપે અરધોઅરધ દુબળો કરી નાંખ્યો છે, પણ પરભુની આગળ આપણું કાંઈ બળ છે?

**ગોણ્ડેચા**–મારો જીવ મારા હાથમાં નથી. મારૂં મન સમજાવ્યું સમજતું નથી, પણ મારા આ બાળકો **મારો વિલાપ** જોઈ બળાપો ન કરે, એટલા માટે, મારા મનને ઘણું વારી રાખું છું. છતાં તે છટકી જાય છે, વાળ્યું વળતું નથી (ડુસકાં ભરતી) આજ સાંજે આ કુમારોને કયાં જવાનું છે?

**દાસી**–કલોર્ટર ભા એમને ઘોડા ઉપર ફરવા લેઇ જવાના છે. એમને કપડાં પ્હેરાવી તૈયાર કરીને હું સાંજે એમની પાસે લઈ જવાની છું.

**ગોણ્ડેચા**--હાસ્તો. હવે તેમને સંભાળનાર તેમના કાકાઓ સિવાય બીજું કોણ છે?

**દાસી**- હા, એમજ છે. પણ મારે જણાવવું જોઇયે કે ચિલ્ડેભા જરા મોળા છે. એમનો ભાવ કુમારો ઉપર જરાય નથી, એટલે વસવાસ રખાય એમ નથી, બાકી કલોર્ટરભા તો ખરેખરી બધી હંભાળ રાખે છે. મને એમણે કહી રાખ્યું છે, કે તારાં બા સાહેબને રડવા દેઇશ નહિં કુમારોને મૂઝાવા દેઇશ નહિ. રોજ સાંજે મારી પાસે એમને લઈ આવજે, એમને હું ઘોડે બેસતાં પાકું શીખવીશ, તેમજ શિકાર કરતાં શીખવીશ કે જેથી કરીને તેઓ મ્હોટા થાય, ત્યારે એમની જાગીરની સંભાળ રાખે એવા પાવરધા કરીશ.

**ગોણ્ડેચા**—ચિલ્ડેભા-મોળા છે એમ શા ઉપરથી કહે છે?

**દાસી**—હું કુંવરોને લેઇને પરમ દહાડે સાંજે તેમને ત્યાં ગઈ હતી તાણે બન્ને ભાઇયો ચડભડી ઉઠયા હતા. ચિલ્ડેભા કહે કે આપણે બંનેએ ભાગ વ્હેંચી લેવા જોઇયે. કલોર્ટરભા કહે કે એમ થાય જ નહિ. મેં

જાણ્યું કે બંને ભાઈ મારામારી ઉપર આવી જશે તેથી કુમારોને લઇને હું તો બીજા પાહેના ઓરડામાં જઈ બેઠી.

**ગોણુડેચ્યા**—જો દાસી, સાંભળ! ત્હારે એક વાતની સરત રાખવાની છે. એ ચિલ્ડેભાનો વિચાર આપણી જાગીરનો ભાગ ખાઇ જવાનો થયો છે માટે એ ભાઇયો વચ્ચે શી વાતો થાય છે તેની તારે બાતમી રાખતા રૂહેવું.

**દાસી**—ઠીક, આપના કૂહેવા પરમાણે હું કરીશ. દીવાનખાનાના ઓરડામાં હું કુંવરોને લઇને જાઉં છું ત્યાંથી બધું જણાય છે, અને સંભળાય છે. મને આપે ચેતાવી તે ઠીક થયું. હું હવે બરાબર ધાંન રાખીને હાંભળીશ. (કાન દઇને) બાસાહેબ! ખાણાનો ઘંટ વાગ્યો, પધારો. (બધાં જાય છે).

---

## દૃશ્ય ૭ મું.

### સ્થળ-કલોર્ટર નિવાસમાં દીવાનખાના પાસેનો ખંડ.

**પાત્રો—કલોર્ટર**, મ્હોટો અને ન્હાનો બે કુમારો, અને દાસી.

**કલોર્ટર**—આવ મ્હારા લાડકા ન્હાના કુમાર! (તેને ઉચકી બચ્ચિયો કરે છે, અને રમકડાંના કબાટ આગળ લેઇ જઇ તેને રમકડાં બતાવે છે. વળી ચિત્ર પોથિયો પણ કૃહાડીને બતાવે છે).

**જયવંત**—કાકાજી! પેલી ચાબુક મને ગમે છે.

**કલોર્ટર**—દાસી! લાવ પેલી બે ચાબુકો.

**દાસી**—(ચાબુકો તરફ જોઈ) ઓય! ચાબુકો તો ઘણી હોબીતી અને ફૂમતાવાળી છે!

**કલોર્ટર**—દાસી! બંનેને એકેકી આપ, એમને માટે જ હું જાતે ચોટામાં જઇ, પસંદ કરી લાવ્યો છું, એઓ ઘોડે બેસશે ત્યારે હાકવાને કામ લાગશે.

**ન્હાનો**—લાલ ફૂમતાવાળી મને આપો. (તેને આપે છે).

**જયવંત**--લીલા ફૂમતાવાળી મને ગમે છે. (તેને તે આપે છે.)

**ક્લોર્ટર**--પેલો લાકડાનો હિંચતો ઘોડો છે તે ઉપર આવ, તને બેસારૂં. (તેડી લઇને હિંચતે ઘોડે તેને બેસારે છે. ન્હાનો લગામ પકડીને હિંચતા ઘોડાને ચાબુક લગાવે છે.)

**જયવંત**--મારે માટે ઘોડો નથી?

**કલોર્ટર**--દાસી, પેલા ખૂણામાં સીડી નીચે બીજો ઘોડો છે તે ઉપર મ્હોટાને બેસાર.

**દાસી**--(દીવાનખાનાની પાસેના બારણાના ખૂણામાં લાકડાનો મ્હોટો ઘોડો હતો ત્યાં મ્હોટાને લેઇ જઇ, તે ઘોડા ઉપર તેને બેસારે છે.)

[ચિલ્ડેબર્ટ પ્રવેશ કરે છે, તેને લેઇને ક્લોર્ટર દીવાનખાનામાં જાય છે, અને બારણા પાસેના કોચ ઉપર બંને ભાઇયો બેસે છે.]

**ચિલ્ડેબર્ટ**--કલોડોમિરની ઑારલીન્સની જાગીરનો આ નકશો છે. (બતાવે છે) વચ્ચે લીટી દોરી છે તે પ્રમાણે બે ભાગ બરાબર પડે છે. એમાંથી સારો તે તમારો.

**કલોર્ટર**--(નકશો હાથમાં લેઇને) આથમણો ભાગ જયવંતનો, ને ઉગમણો ભાગ ન્હાના કુંવરનો, એમ વિભાગ પાડવા મને ઠીક લાગે છે.

**ચિલ્ડેબર્ટ**--સાપણના બચ્ચાંઓનું આમાં શું લાગે વળગે છે?

**કલોર્ટર**--સિંહણના બચ્ચાંઓના બાપની જાગીર છે, તેથી, તેમને જ ભાગ પાડી આપવા એમાં નવું કરવાનું કાંઈ નથી.

**ચિલ્ડેબર્ટ**--ભાઈ! તમે હવે આમ કેમ ફરી ગયા? સાપણના સળવળાટે તમારા હૃદયમાં સળવળાટ કર્યો છે કે શું?

**કલોર્ટર**--એ પૂછવાનો તમને અધિકાર નથી, એ તો સિંહણની મરજીની વાત છે.

**ચિલ્ડેબર્ટ**--જો સાપણ સાથે તમારે પરણવું હોય તો પછી મારે કાંઈ કહેવાનું નથી, નહિ તો, આ ભાગ પાડ્યા પ્રમાણે, આપણે બેયે જાગીર વ્હેંચી લેવાની છે.

**ક્લોર્ટર**--બે કુમારોને ફરવા લેઇ જવાની આજે મેં ગોઠવણ કરી છે એટલે મારે હવે તૈયારી કરવી છે.

**ચાબુક સવાર**—( પ્રવેશ કરીને ) સાહેબ, આ બે ઘોડા છે તેમાં એક આપનો ઘોડો છે, એક જયવંતનો, અને એક ટટ્ટુ તૈયાર છે.

**ક્લોર્ટર**--બહુ સારૂ, હવે તમે જાઓ, (દાસીને હાક મારીને) દાસી ! લઇ આવ, કુમારોને (એમ કહી પેલો નકસો ટેબલ ઉપર મૂકે છે.)

**દાસી**—(કુમારોને લેઇ આવતાં ) કુમારો તૈયાર છે.

**ચિલ્ડેબર્ટ**—મ્હોટા ! તને ઘોડે બેસતાં આવડે છે કે ?

**મ્હોટો**—કાકાજી ! હું તમને નમન કરૂં છું. મારા પિતાજીનું વૈર લેવાને મેં ઘોડે બેસવાનો અભ્યાસ કર્યો હતો. જે ભાલા વડે મારા પિતાજીને ગોંડેમારે વિંધ્યા હતા તેજ ભાલો મેં સાચવી રાખ્યો હતો, અને તેજ ભાલાથી મેં વૈર લીધું. હવે હું મ્હોટા ઘોડા ઉપર પાકું બેસતાં શીખીશ કે કોઇ બીજો મોકો બની આવે તો શત્રુદમન કરવાને કામ લાગે.

**ક્લોર્ટર**--સાબાશ સિંહણના બચ્ચા, સાબાશ !

**ચિલ્ડેબર્ટ**--આ પ્રસંગ યાદ રાખજો ક્લોર્ટર ! (જાય છે.)

---

## દૃશ્ય ૮ મું.

## ગોણ્ડેચા ( લીલિયા ) નો આવાસ.

**દાસી**—( પ્રવેશ કરીને ) બા સાહેબ ! આપની આજ્ઞા પ્રમાણે વર્તતાં મુદ્દાની વાત મ્હારા જાણવામાં આવી ગઇ છે. તે એ કે,—ચિલ્ડેભા આ નકસો લેઇ આવ્યા, (રજુ કરે છે) ને દીવાનખાનાના જે બારણા પછવાડે હું ઉભી હતી તે પાસેના કોચમાં બન્ને ભાઈ બેઠા. આ નકસામાં વચ્ચે લીટો છે તે પ્રમાણે આપણી જાગીરના ભાગ વ્હેંચી લેવાનો વિચાર તેમણે જણાવ્યો. ક્લોર્ટરભાએ કહ્યું કે બંને

કુમારોને આ પ્રમાણે ભાગ વ્હેંચી લેવા ઠીક પડશે ચિલ્ડેભા કહે કે સાપણનાં બચ્ચાંને એ ભાગ આપવાના નથી. કલોર્ટરભા કહે કે સિંહણના બચ્ચાઓને જ એ ભાગ આપવાના છે

**ગોણ્ડેચ્યા**—દાસી! એ કથનમાં એકે મને સાપણ કહી, અને બીજાએ સિંહણ કહી નહિ વારૂ?

**દાસી**—હા, એમજ (બધી વિગતથી વાત કહી સંભળાવ્યા પછી) કલોર્ટરભા આવું હેત રાખતા હશે એવું મારા હમજવામાં નુતું. એમનો આપણા ઘર ઉપર પૂરો ભાવ છે.

**ગોણ્ડેચ્યા**—આવું તું શા ઉપરથી કહે છે?

**દાસી**—ચિલ્ડેભા વચ્ચે એમ બોલી ગયા કે સાપણ સાથે લગનની ગાંઠ બાંધવાનો વિચાર કરચો છે કે શું?

**ગોણ્ડેચ્યા**—હેં! ત્યારે કલોર્ટરભાએ શું કહ્યું?

**દાસી**—એમણે કહ્યું કે એ પૂછ્યાનો તમને અધિકાર નથી. એ તો સિંહણની મરજીની વાત છે.

**ગોણ્ડેચ્યા**—દાસી! તું ડાહી છે. તું સલાહ આપવા જેવી શાણી છે, મારી બુદ્ધિ ગુંચવાઇ ગઈ છે. મારા કુમારોનો જીવ અને જાગીર જોખમમાં આવી પડવાની મને ભીતી લાગે છે. મારે શું કરવું તે મને સૂઝતું નથી.

**દાસી**—હું એટલું તો હમજી હકું છું, કે કલોર્ટરભાનું વલણ હવણા તો પૂરેપૂરૂં આપણા ભણી જણાય છે, અને ચિલ્ડેભાને આપણી જાગીર ખાઇ જવી છે.

**ગોણ્ડેચ્યા**—દાસી! ખરી વાત એમ છે કે ગઇ કાલે, કલોર્ટર મારી પાસે આવ્યા હતા ત્યારે એમણે મારા હાથની માગણી કરી, પણ એમ કેમ બને? મેં એ માગણી સ્વીકારી નહિ.

**દાસી**—આપને તો એમજ ઘટે, પણ જો કલોર્ટરભાની માગણી આપ કબુલ રાખશો નહિ તો હવણાંનો મામલો જોતાં, આપણું વેહ

કોઈ નથી, ગિદ્ધ પંખીડા શિકારની આશાયે આપણા ઉપર તલ્પી રહ્યા છે. તેમને જો ગરાસ ગળી જવા દેવો ન હોય તો, કહી દેઉં મારા મનનો ખરેખરો ભાવ ?

**ગોણ્ડેચા**—હા, કહી દે.

**દાસી**—મને એમ લાગે છે કે, ક્લોર્ટરભાનું કહ્યું નહિ માનો તો માઠો પરિણામ આવવાનો પૂરેપૂરો મને સંભવ જણાય છે. તેમ છતાં, વડીલ રાજમાતાજીને આ બધી બીના જણાવી તેમની સલાહ પ્રમાણે ચાલવું આપને ઠીક પડશે.

**ગોણ્ડેચા**—દાસી ! તું ખરેખરી શાણી છે. તારી સલાહ નેક છે. સાસુજીના આગળ હું તો કાંઈ કહી શકીશ નહિ. એમને જોતાં વાંત જ મારૂં હૃદય ભરાઇ આવશે. (આંસુ સાથે) માટે ડાહી દાસી ! તું એમની પાસે જા, આ નકશો સાથે લેતી જા, તે એમને બતાવ્યા પછી જ્યાંથી લાવી ત્યાં મૂકી આવજે, અને સાસુજીનો શો અભિપ્રાય થાય છે તે જાણી લઇને, તે જે આજ્ઞા કરે તે સમજીને, મારી પાસે આવજે. પ્રભુ ! આ શો કોપ ? મારૂં શું પાપ આગળ આવ્યું કે મારી આ દશા થઈ ? (રડે છે)

**દાસી**—એમ અકળાયે છૂટકો નથી. આપ છાંના રૂહો તો હું રાજ-માતાજી પાસે જાઉં, નહિ તો આ બેઠી. (પોતાને પાલવે તેનાં આંસુ લૂવે છે).

**ગોણ્ડેચા**—જા દાસી, હું કલ્પાન્ત નહિ કરૂં, જા, જા, જો, જો (જાય છે).

---

## દૃશ્ય ૯ મું.

## સ્થળ-ગોણ્ડેચાનું શયનગૃહ.

[દુઃખી હૃદયે કલ્પાન્ત કરતી થાકીને ઉંઘી જાય છે. સ્વપ્નવત્ સ્થિતિમાં આવી ગયેલી છે. એક હોરા પછી ક્લોટિલ્ડા અને દાસી પ્રવેશ કરે છે. તેઓ હળવે રહીને તેના પલંગની પાસે બેસે છે]

**ગોણ્ડેચા**—(એકદમ છળી ઉઠીને) ઓ મ્હારા વ્હાલા પતિ! તમે જાઓ નહિ. તમારી છાતીમાં ભાલો ખોસેલો છે તે હું સાચવીને કહાડી લઇને તમને મારી છાતી ઉપર રાખીશ. અરે! આપ ખશી ન જાઓ, જરા થોભો. મારી સાથે ભાષણ કરો, આવી સ્થિતિમાં મારી પાસે પધારવાનું કારણ જણાવો. ઓહ પ્રિયતમ! હે પ્રાણાધાર! (એમ ઉચ્ચારણ કરતી ધરણીપર ઢળે છે.)

**કલોટિલ્ડા**—(તેની પાસે જઇ તેના મ્હોં ઉપરનો પસીનો પોતાના રૂમાલથી લૂછી લેતાં,) વહૂજી! સાવધ થાઓ. તમને સ્વપ્ન આવ્યું હોય એમ જણાય છે. ધિરજ ધરો, તમારી છાતી આટલી બધી ધડક ધડક થાય છે, તેથી જણાય છે કે તમને અતિ તીવ્ર વેદનાનો અનુભવ સ્વપ્નમાં થયો છે.

**દાસી**—(પ્યાલામાં કાંઇક દવા સાથે પાણી મેળવી લાવે છે તે તેને પાતાં) બા સાહેબ! જરા આંખ્ ઉઘાડી જુવો. તમારાં વ્હાલાં સાસુજી, અહિં પધાર્યાં છે. જુવો, એ આપની આસના વાસના કરે છે.

**ગોણ્ડેચા**—(આંખ્ ઉઘાડી એકદમ બેઠી થઈ સાસુજીને ગળે વળગી પડે છે. ચોધાર આંસુ વ્હે છે.)

**કલોટિલ્ડા**—(પોતાના ખોળામાં વહૂજીનું માથું મૂકીને વા ઢોળે છે. વહૂજી તેમની પાસેથી પંખો લઈ લે છે, દાસી તુરત હાજર થઈ જાય છે. અને તે વા ઢોળે છે.) વહૂજી! તમને સ્વપ્ન આવ્યું હતું નહિ વારૂં? તમે સ્વપ્નમાં બલતાં હતાં.

**ગોણ્ડેચા**—હા મ્હારાં વ્હાલાં સાસુજી, મેં તમારા પુત્રને છાતીમાંથી આરપાર નીકળેલા ભાલા સહિત પેલા ખુણામાં દયામણા મુખે ઉભેલા એક ઘડી સૂધી જોયા, તે પછી તેઓ, અલોપ થઈ ગયા, પછી હું ઝબકી ઊઠી.

**કલોટિલ્ડા**—બાપુ! તું દુખની મારી તારા પતિસંબંધી કલ્પાન્ત કરતી સતી તેથી તારૂં મગજ તારા વિચાર સાથે તાદ્દશ્ય બની જવાથી તારા પતિની મૂર્ત્તિ તારા મ્હો આગળ ખડી થયેલી તારા જોવામાં આવી.

ગોણ્ડેચા—હા, સાસુજી, એમજ થયું. હું આપની હુઝૂરમાં આપનાં દર્શન કરવા આવવાની દાસીની રાહા જોઇ, થાકીને સૂતી, તેવી જ સ્વપ્નવશ થઈ ગઇ આપને અહિ સુધી આવવાની તસ્દી પડી તેને માટે હું ક્ષમા માગું છું. સાસુજી! હું હિણભાગી, મહા દુઃખી છું. મારા દુખની કર્મકથા આ મારી ડાહી દાસીના મુખથી આપે જાણી હશે. હું છેક મૂઝાઇ ગઈ છું. મારા લાડકા દીકરાઓનું માઠું થવાનો અવસર આવી લાગ્યો છે. હવે હું શું કરૂં? આપના શરણા સિવાય બીજું મારે એકે ઠામ નથી. આપની આજ્ઞાને હું સ્વાધીન છું. (રડી પડે છે.)

કલોટિલ્ડા—વહૂજી! તું મૂઝા નહિ, મેં સર્વે વર્ત્તમાન અથથી ઇતિ સુધી જાણ્યાં. આવો માઠો પરિણામ આણનાર પાપીણી હુંજ છું. જો સાંભળ, વૈરના વારસો ઓઘે ઉતરતો મને પ્રાપ્ત થયો, અને તે વૈર લેવાને મેં મારા પુત્રોને પ્રેર્યા એમાં મારો જ વાંક છે. જો કલોડો-મિરે સિજિસમંડ પ્રતિ વૈર લીધું હોત નહિ તો એના ભાઇ ગોડેમારને મારા પુત્ર પ્રતિ વૈર લેવાનું કારણ રૂહેત નહિ. માટે આ માઠા પરિ-ણામનું કારણભૂત સાધન હુંજ છું, મને હવે ઘણો પશ્ચાત્તાપ થાય છે. પણ ભાવી અભાવી થતું નથી. માબાપના ગુણ અવગુણનો વારસો તેમની સંતતિમાં ઉતરે છે.

ગોણ્ડેચા—હા, માતાજી, આપનો અભિપ્રાય અક્ષરે અક્ષર ખરો છે. મારા પુત્રોનામાં પણ અત્યારથી એ અવગુણે પ્રવેશ કર્યો છે, અને તેના પરિણામમાં મ્હોટાએ બરગંડીમાં જે કૃત્ય કર્યું છે તે આપણે જાણી લીધું છે.

કલોટિલ્ડા—વ્હાલી વહૂજી! તું અમારા ઘરમાં આવી ત્યારથી હું જોતી આવી છું કે તું ભલમનસાઈની ખરેખરી પૂતળી છે. તું એટલી ભાગ્યશાળી કે તારાં માબાપ રૂડાં હોવાથી તને તેમના સારા ગુણની પ્રાપ્તિ થઈ છે. અને મેં અભાગણિયે મારા પિયરના અવગુણના થોકડા વ્હોરી લીધા છે. મારા પુત્રો અને પૌત્રો પણ તેં જોયું કે અમારા વાર-સાના ભોગ થઈ પડ્યા છે. મારા પેટમાં પાકેલા મારા બંને પુત્રો એક સરખા અવગુણના ભરેલા છે. ઘડી પછી તેઓ શું કરશે તેનો વિશ્વાસ કરી શકાય એમ નથી. ચિલ્ડેબર્ટે નકશો ચિતર્યો તે મેં જોયો. કલોટર

હવણાં પ્રીતિ ભાવ બતાવે છે તે પણ જાણ્યું, હું હવણાં ડાહી વાત કરૂં છું એમ મને લાગે છે પણ જ્યારે વારસામાં મળેલા વૈર આદિ અવગુણના અંકુરના ડબાણમાં આવું છું ત્યારે કાળસરખી વિકરાલ બની જાઉં છું. સર્વત્ર ભાન ભૂલી જાઉં છું. પછવાડેથી પસ્તાઉં છું તે કાંઇક સુવિચાર કરૂં છું ત્યારે જ. મારા પુત્રો તો કશોય સુવિચાર કરવાનું શીખ્યા જ નથી. સમયને વશ થઇ જાય છે. બરગંડીથી આવ્યા પછી મેં ઘણો બોધ કર્યો પણ રેત ઉપર લીપણુ જેવો પરિણામ આવ્યો. પણ કલોર્ટરનું વલણ તારા પ્રતિ વળેલું જણાય છે.

**ગોણ્ડેચા**—સાસુજી, આપ કહો છો તે ખરૂં છે, અને તેથીજ હું મૂઝાઈ પડી છું (ગદગદિત થાય છે.)

**કલોટિલ્ડા**—સમય જોતાં, કલોર્ટરની ઇચ્છા પ્રમાણે વર્ત્તવાથી તુરતને માટે ભય ઓછું થશે એમ મને સમજાય છે, એને બે વહુવો છે, છતાં, તેઓમાંથી કોઈની સાથે સલુકાઇથી તે વર્ત્તતો જણાતો નથી, તેથી તું ડાહી છે, વિવેકી છે, એટલા માટે એનું મન સાચવી શકીશ તો કદાપિ તારા સ્વાધીનમાં થાય એમ હવણાં મને સંભવ જણાય છે. પછી તો પ્રભુ જાણે.

**દાસી**—બા સાહેબ! રાજમાતાજીનું કહેવું બરાબર છે.

**ગોણ્ડેચા**—પછી તો જેવી ઇશ્વર ઇચ્છા હશે તેમ બનશે. પણ મારાં વ્હાલાં સાસુજી! તમે પણ તમારા પુત્રને ઘટતો બોધ કરીને વચને બાંધી લેજો. હું પણ એમજ કરીશ. સાસુજી! આપના દરબારમાં આવવાથી આવો દુઃખી પરિણામ આવશે, એવું મેં સ્વપ્ને પણ ધાર્યું નહતું; પ્રભુને જે ગમ્યું તે ખરૂં. પ્રભુમાં વિશ્વાસ રાખીને આપણે વર્ત્તન કરવાનું છે. પ્રભુ! પ્રભુ! અપરાધ ક્ષમા કરી, રંકના સામી અમીદૃષ્ટિ રાખજો. (ગળગળી થઇ ઊભી થયેલી સાસુને ગળે વળગીને અશ્રુપાત કરે છે.)

**કલોટિલ્ડા**—વહૂજી! પ્રભુના ઉપર વિશ્વાસ રાખ. દુનિયાનાં દુઃખ ટાળનાર એજ પ્રભુ સમર્થ છે. પછી તો જેવાં આપણાં કર્મ તેવાં ફળ ભોગવ્યા વિના છૂટકો નથી. (જાય છે.)

---

## દશ્ય ૧૦ મું.

## સ્થળ—ગોણ્ડેચાનો આવાસ.

ગોણ્ડેચા, દાસી અને પછીથી કલોર્ટર, તથા બે કુમારો.

**ગોણ્ડેચા**—વ્હાલા પતિનો જન્મપર્યંત વિયોગ જે ધણિયાણીને થાય તે પૂરેપૂરી અભાગણી જ કહેવાય મેં પેલે અવતાર શાં પાપી કૃત્ય કર્યાં હશે કે આ અવતાર મારે પતિનો વિયોગ સહન કરવો પડે છે ?

**દાસી**—બા સાહેબ! આપની લેણાદેવી એમની સાથે પૂરી થઇ. હવે એ વાત વારે વારે હંભારીને દુઃખી ન થવા દેવાની ખાતર રાજમાતા-જિયે સમજીને જ આપને નાતરૂં કરવાની પરવાનગી આપી છે, તો પછી, જે ધણી અધવચ આપને રઝળતાં મૂકીને વિદાય થઈ ગયો, તો પછી, તેણે પોતાની મેળે જ પોતાનો સંબંધ તોડી નાંખ્યો, એટલે, તેવા દુઃખ દેનારા ધણીને વિસારી દેવાને તેની જગ્યાએ, આપણને ગમે એવા બીજાને ગોઠવવામાં પાછવાડેથી હખ થાય છે.

**ગોણ્ડેચા**—આ તારૂં કથન મને જરા પણ રૂચતું નથી. મારૂં મન માનતું નથી; ખરે, તે સમજાવ્યું સમજતું નથી. અહો માઠા ભાગ્ય! (કપાળ કૂટે છે).

**દાસી**—બા સાહેબ! આમ ઝૂર્યા કરશો અને આરે આવેલું વ્હાણ ડુબવા દેશો તો તમારા ન્હાનકડા કુંવરોની શી વલે થશે તે તો વચારો ? એ તો ઠીક છે કે કલોર્ટરભા, બે બાયડિયો છતાં, તમને ત્રીજીને, પોતાનું મન રીઝવવાની ખાતર, પરણવા લલચાય છે. કુંવારા તો ઓછા જ છે. હવે રાજમાતાનો પણ તમારાથી વાંક કહડાશે નહિ. જાંગીર ખોઈ બેસશો ને કુંવરોને રઝળાવશો.

**ગોણ્ડેચા**—મારા પતિ પ્રતિનો મારો પ્રેમ વેંચીને કુમારોને માટે ગ્રાસ ગળકાવવાનો વારો આવ્યો! હું તો કહું છું કે, શત્રુને પણ આવો અવસર ના આવો.

**દાસી**—બા સાહેબ! શૂરા હોય તે હથિયારે મરે, ને બ્હીકણા હોય તે બાંધ્યા મરે. આપના ધણી તો પનોતા થઇ ગયા. એ તો શૂર દાખવીને મુવા, અને મુવા તો મુવા, પણ હરગની હુરિયોને જઈ વર્યા.

**ગોણ્ડેચા**—એરિયનોના શાસ્ત્રવેત્તા કહે છે કે, લડાઇમાં મરે તેને સ્વર્ગ મળે, અને સ્વર્ગની પરિયોને તે વરે. ત્યારે શું મારા સ્વામી બેહેસ્તની પરિયોને વર્‍યા હશે ?

**દાસી**—હાસ્તો વળી ! લડાઇમાં ભીરૂ બને તે દોજખમાં જાય. એક એરિયન બાયડી ગાતી હતી કે,—

યુદ્ધ શૂરો બની મરતાં, બ્હેસ્તમાં તે જાય છે,
પરિયો તેને જોતાં પરણવા લલચાય છે.
એક એને ઉપાડીને વશે કરવા ચ્હાય છે,
બીજી બાઝી પડવાને દોડી દોડી ધાય છે,
ત્રીજી તેથી છોડાવા ફરતી ફેરા ખાય છે,
ચોથી તેને લલચાવા પ્રેમી ગાણું ગાય છે,
પાંચમી તો પગે પડતી લાલચમાં લથડાય છે,
છકેલી બની છઠ્ઠી, પ્રેમથી પછડાય છે.
સાતમી જઈ સામી શાણી શી શરમાય છે,
મીંચી પછીથી આંખ્યો, પકડવા પલટાય છે.
એમ બધી બાઝી પડતાં અંતરે અટકાય છે,
ખેંચાખેંચ થતાં ભારી સૌ સાથે ભટકાય છે,
માનીતી બધી માની મન વિષે મકલાય છે,
પ્રેમ પાશે પૂરો બાંધ્યો પ્રેમમાં પકડાય છે.

**ગોણ્ડેચા**—ત્યારે લડાઇમાં શૂરવીર બનેલો, શસ્ત્રે ઘવાયલો આમ વળગી પડતી બધી પરિયોના પ્રેમમાં ફસાતો હશે ?

**દાસી**—હા, બા સાહેબ, બેહેસ્તમાં તો બધાં એવાં જ કારસ્તાન ચાલે છે. અને તેવાંની હાથે ભળી, જે હૂરવીર કારસ્તાની બની ગયો તેને આ પૃથિવીની બાયડિયો હંભારવાની વેળા ચ્યાંથી આવે ? અભાગિયાં માતર આપણે જ જે એવા ધણીને હંભારી હંભારીને તેનાં છાજિયાં લીજિયે ને હઇડાનાં હાડકાં ભાંજિયે. આં પૃથિવી ઉપર હુખી થવાનો મારગ માતર એટલો જ છે કે, ભાયડાઓ હાથે બને ત્યાં લગણ બનાવવું, ન બને તાણે ઉછાળી નાંખવું.

**ગોણ્ડેચા**—મન આમ સમજાવ્યું સમજતું હોય તેને તો ઠીક છે, તું કૂહે છે ત્યમ પણ મારા જેવી પતિમાં લુબ્ધ થયેલીનો છૂટકો કયાંય નથી

**દાસી**—છૂટકો કરવો હોય તો અહિંનો અહિં જ છે. ને ન કરવો હોય તો મૂઝાઈ મરવાનું છે આપની રજા હોય તો હું મારી જ વીતી વાત કહું.

**ગોણ્ડેચા**—તારી એવી શી વાત છે ? કૂહે જોઇયે ?

**દાસી**—મારી વાત તો ઇમ છે કે, હું જ્યારે પરણુવા જોગ થઇ તાણે મારૂં મન એક જવાનિયા ઉપર લાગ્યું, તેણે કાળી ભમર જેવી દાઢી રાખી હતી, અને કતરાવીને એવી અણીદાર કરાવી હતી કે, એ અણી તો જાણે ભાલાની રતો, મારા હઇયામાં ભાલાની પેઠે ભચ લઇને પેઠી, ને પછી તમે જાણો કે પાછી નેકળે કે ? ના નેકળે, કદિ ના નેકળે, એ તો પેઠી તે પેઠી. હુંહરી પેઠી, તે હજ્જડ થઇ બેઠી.

**ગોણ્ડેચા**—તારા જ બોલ મને પણ ખરેખરા લાગુ પડે છે. બોલ્ વારૂ કલોડોમિરની દાઢી તેં વર્ણન કરયું એવી હતી કની ?

**દાસી**—કાંનની બૂટ ઝાલી ( બુટ ઝાલે છે ) મારો રડયો કૂહેતો કે કલોડોમિર મારા દરબાર છે તેમના જેવી મારી પણ અણીદાર દાઢી છે હું કાંઈ ઓછો રૂપાળો છું કે ?

**ગોણ્ડેચા**—ત્યારે કૂહે વારૂ મારા હઇયામાંથી મારા એ ધણીની પ્રેમની અણી કેમ નીકળે ?

**દાસી**—આ તો આપને ફસાવા જતાં હું ફશી; પણ મારે કૂહેવાનો મુદ્દો એ છે જે એવો મનગમતો વર મને ઘણું છાજ્યો નહિ. પરણ્યાંને પૂરાં બે વરહાં તો થયાં નહિ એટલામાં રડયો પરવારી ગયો. એનાં છાજિયાં લઉ, મને રડતી મૂચીને જ્યો આભલામાં. હું ના થાઉં ભૂંડી તે મેં એના કરતાં રૂપાળો હારી દાઢીવાળો બીજો વર ખોળી કહાડયો અને તેમ કરવામાં મારે કાંઈ વેગળુ જવું પડયું નહિ કલોટરભાનો તે હજુરી હતો, એનામાં વધારે તો એ દીઠું કે એની મૂછો ગુચ્છાદાર હતી તે મુવો તેના અણિયાળા આંકડા એવા ઉંચા ચડાવી રાખતો કે જાણે ખરેખરા વીંછીનાજ આંકડા, એના આંકડામાં મારૂં મનમાંકડુ પરોવાયું. એ

મુવાએ આવા આંકડા વાળવામાં કોની મૂછોની નક્કલ કરી હતી તે આપને કહું કે ?

**ગોણ્ડેચા**—વિના કહ્યે જાણ્યું. કલોર્ટરનો હજુરી હતો અને તેઓ જેમ મૂછોના આંકડા ઉપર વારે વારે હાથ નાંખીને આંકડા વાળ્યાં જ કરે છે તેમનું જોઇને એ શીખ્યો.

**દાસી**—હા, એમજ થયું. રહ્યા ચાકરડાઓ ધણીની નક્કલ કરવા જાય પણ તેમના જેવી અક્કલ ચાંથી લાવે ? કલોર્ટરભાની અક્કલની રડયો બહુ વખાણ કરતો હતો.

**ગોણ્ડેચા** અને તું કયાં ઓછી કરૂં છું ? હવણાં તો તું ભલી ને તારા કલોર્ટરભા ભલા. જયારે ને ત્યારે મારા આગળ એમનાં જ વખાણ મોખરે ધરૂં છું.

**દાસી**—પણ તેમાં કાંઇ ખોટું હોય છે ? જે ખરૂં હોય છે તે કહું છું. છાસમાં મેઠુ તો ઉમેરવું પડે હો કે. જુવોને બા સાહેબ, મારા એ ધણિયે મૂછોના આંકડા વાળવા માંડયા હતા પણ એમના જેવાં ફાંકડાં થવાયું હતું ? કયાં એમના મ્હો ઉપરનું ઝગઝગાટ તેજ, અને હુરખી જાણે હૂરજનો પરકાશ. લાલચોળ.

**ગોણ્ડેચા**—આંખ્યો અંજાઇ જાય એવો નહિ વારૂ ?

**દાસી**—હાજી, એમજ. કલોર્ટરભાની નાકની નમણ તો જાણે વાંકડી કટારીની અણી.

**ગોણ્ડેચા**—ત્યારે તો હવે ભાટાઇ પૂરેપૂરી કર. કહે કે આંખો તો જાણે હસતી બીબી ને કીકી તો ભૂરી ભૂરી ભટ. મુખડાનું તેજ તો તેં સૂર્યના બિમ્બ જેવું લાલચોળ કહી દીધું છે.

**દાસી**—દાંત જાણે ડાડમની કળી. એ બધુએ જેવું રાજશ્રીનું હોય તેવું કાંઇ ચાકરનું હોય ? દેખીતું છે, ના જ હોય. તો પણ મને તો કલોર્ટરભાનો એ હજુરી ગમ્યો. તે પણ મારા નસીબે મને છાજયો નહિ. મુવાએ પછવાડેથી જરા મિજાજ કરવા માંડયો હતો. બીજે ઠેકાણે લપટાયો હતો તેથી એને દ્વંદ્વ ( ડયુઅલ ) યુદ્ધમાં ઉતરવું પડયું. રડયા એ કીરીચ તો બહુ ફેરવી પણ છેવટે ઘવાયો, ખાટલે પડયો. અને ચાર

મહિના મારી પાહે ચાકરી કરાવીને પરભુને ઘેર ચાલ્યો ગયો. તાર પછી આ તીજાને ગોતી કહાડયો છે. હું આપની ચાકરી કરૂં છું અને એ ક્લોર્ટરભાની ચાકરી કરે છે. હવે તો ક્લોર્ટરભાએ એવી ગોઠવણ કરી છે કે કુંવરો ઘોડે ચડી ફરવા જાય તે ટાણે એણે પણ અશ્વાર તરીકે હાથે રહેવું.

**ગોણ્ડેચા**—આજે એ પણ ઘોડે ચડી ગયો છે ?

**દાસી**—હા જી. જાણે હરો લડવઇયો લશ્કરમાં લડવા જતો હોય એવો બન્યો ઠણ્યો જોઇને હું તો રળિયાત થઇ. એ તો મ્હારો ત્રીજો વર છે, એનાથી હું હખી છું. બે મુવા તેમની પછવાડે રાગડા તાણીને મેં તમારી ગોડે રડયા કરયું હોત તો ચારનિયે મરી પરવારી હોત. ને આપને બીજી ચાકરડી ગોતવી પડી હોત.

**ગોણ્ડેચા**—મૂવાની પછવાડે દુખી તો થવાય છે, પણ મરાતું નથી.

**દાસી**—એવાં દુખ લંબાવવામાં શરીરની ખરાબી થાય છે માટે તે વિહરવાના ઉપાય કરવા, ને જૂનાના જવાથી ખાલી થયેલી જગા નવાથી પૂરવી. નવો ગોતી તેની હાથે હંથાઈ જવું.

**ગોણ્ડેચા**—ભાગ્યમાં લખ્યું હશે તેમ નિપજશે (લાંબી નજર નાંખતાં) જો દાસી, પેલો તારો ધણી અસ્વાર થઈ આગળ દોડતો આવે છે ને તેની પછવાડે બંને કુમારો છે. પણ ક્લોર્ટર તો દેખાતા નથી.

**અશ્વાર**—(ઘોડેથી ઉતરી પ્રવેશ કરતાં) બા સાહેબ! આજે તો બંને કુમારોએ હારો શિકાર કરચો.

**બંને કુમારો**—(પ્રવેશ કરતાં) પણ તેમાં ક્લોર્ટર કાકાજી ઘવાયા તેથી પાટો બંધાવા બારોબાર ડાકટરને ઘેર ગયા છે.

**ગોણ્ડેચા**—એ બહુ ઘવાયા છે ?

**જયવંત**—બહુ તો નહિ પણ લોહીલોવાણ થયા છે.

**અશ્વાર**—બે માસ ખાટલો ભોગવવો પડે એમ છે.

ન્હાનો કુમાર—મને બચાવવા જતાં એ સપડાયા.

જયવંત—એમણે દોડી આવી આડની ડાળી કાંપી નાંખી ના હોત તો ન્હાના ભાઇ ભારે વિઘનમાં આવી પડત.

ગોણ્ડેચ્યા—પ્રભુએ ખેર ગુજારી. જા તો દાસી, તું એમની ખબર લઇ આવ.

દાસી--દોડતી જાય છે.

(પડદો પડે છે.)

---

# દૃશ્ય ૧૧ મું.

## સ્થળ—ગોણ્ડેચ્યા (લીલિયા) નો આવાસ.

### કલોર્ટર અને દાસી.

દાસી—(સામો કલોર્ટરને આવતો જોઈ) વધામણી, મને વધામણી આપો.

કલોર્ટર—શાની વધામણી માગે છે? મારો આ હાથ ડાક્ટરે ઝોળીમાં નાંખ્યો છે તેની?

દાસી—એ બનાવ પણ લલચાવવા લાયક બનાવતાં તમને ક્યાં આવડતો નથી? ચોકઠાં ગોઠવી દેવામાં તમે કાંઇ કાચા નથી. ન્હાના કુંવરને હાચવવા જતાં તમે ઘવાયા, એમ જાંણીને, મારાં શેઠાણિયે મને આપની ખબર પૂછવા મોકલી છે. એમનું મન હવે બરાબર પલળ્યું છે. તમારા ઉપર એમનું મન લાગવા માંડયું છે. આપના શીખવી રાખ્યા પ્રમાણે હું એમને ભોળવવાને જુગતી કરવા ચૂકતી નથી. માતાજિયે પરવાંનગી આપી છે. તેથી હવે એ તમારી હાથે નક્કી નાતરૂ કરશે, પણ આપે આજની હવણુંની જ મુલાકાતમાં નક્કી કરી લેવું. બઇરાંની જાત, ઘડીમાં ફસકી જાય.

**કલોઇંદર**—દાસી, તું પક્કી છે, તેં પાકું કરી રાખ્યું તો હું હવે પક્કા ઉપર પક્કાનો પ્હાલો ચડાવીશ.

**દાસી**—તાણે મારી વધામણી તો પાકી થઈકની ?

**કલોઇંદર**—મારૂં કામ પાકું થયું એટલે તારી વધામણી પણ પાકી થઈ, તે તને સામટી મળશે.

**દાસી**—મને આપનો પૂરેપૂરો વશવાસ છે. પધારો દીવાનખાનામાં. આપનાં નવાં લાડીજી આપની ખબરની રાહા જોતાં જ બેઠાં છે.

**કલોઇંદર**—( દીવાનખાનામાં પ્રવેશ કરતાં ) તમે દાસી સાથે મારી ખબર પૂછાવી તેથી તમારો આભાર માનું છું. આપ દેવીનાં દર્શન કરવાને કુંવરોની સાથે જ હું આવવાનો હતો, પણ આ ઘાયલ થયેલો મારો હાથ કાંડામાંથી ઉતરી ગયો હતો તેની પીડા અતિશય થતી હતી તેથી ડાક્ટર પાસે ચ્હડાવવા બારોબાર જવાની અગત્ય પડી.

**ગોણ્ડેચા**—મારા દીકરા માટે તમે આવું જોખમ વેઠયું તેને માટે તમારો આભાર માનું છું. હવે તો પીડા ઓછી છેકની ?

**કલોઇંદર**—બહુ ઓછી થઇ છે. વળી હું તમારૂં પ્રસન્ન વદન જોઇને વધારે પ્રસન્ન થયો છું. મારી ખબર પૂછવા તમારા વિના બીજું મારે કોણ છે ? પેલી બેયે જાણ્યું છે કે હું ઘવાયો છું લેકિન એમાંથી કોઇ મારી પાસે આવે તો શાની પણ ખબર પૂછવાને કોઇ માણસ બી મોકલ્યું નથી.

**ગોણ્ડેચા**—મારા કુમારને ઉગારતાં તમે ઘવાયા, એ તો એમણે અપરાધ લેખ્યો હશે, એટલે, શું કરવાને તમારી ખબર પૂછાવે ?

**કલોઇંદર**--ખરૂં કારણ એ જ છે. મારૂં હસતું મ્હોં લઇને તમારી પાસે આવવાનો આ અલભ્ય લાભ પ્રભુએ મને આપ્યો તેથી હું તેનો આભાર માનું છું. વ્હાલા ન્હાના કુમાર ઉપર એવી આફત આવી પડી કે કાંઈ કહેવાની વાત નહિ. તેનો ઘોડો ચમકવાથી ઝાડની મ્હોટી ડાળીમાં ગુંચાઇ પડવાની સ્થિતિમાં આવી ગયો. મને પ્રભુએ જ સૂઝાડયું."

મેં ત્યાં દોડી જઇ તે ડાળી ત્વરા અને જોરથી ફાંશી તો નાંખી પણ આ હાથ નકામો થઇ પડયો. બંનેને ખેર ગુજરી, નહિ તો શું મ્હોં લઇને હું તમારી પાસે આવત ?

**ગોણ્ડેચ્યા**—મેં એ બધી વાત વિગતથી જાણી છે. તમને આવી પીડા થઇ આવી તેથી હું દિલગીર છું.

**ક્લોર્ટર**– તમારા પ્રતિના મ્હારા પ્રેમે મને પ્રેર્યો તેથી જ હું કુમારને ઉગારવાને ફાવી ગયો છું. મારો પ્રેમ આ બનાવથી વધારે પાકો થયો છે. મારૂં હૈયું ઉછળી આવે છે. આઘાત થયેલો હજી શમ્યો નથી. ડાક્ટરે પથારીમાં રહેવાની મને ભલામણ કરી છતાં પણ મારૂં મન તમને મળ્યા વિના શાન્ત નહિ થાય એમ સમજી તમારી સેવામાં હાજર થયો છું. ( ઘુંટણે પડીને ) મને ઉગારવો હોય, મારૂં મન પ્રસન્ન રાખવું હોય, મને બદલો આપવો હોય તો તમારો આ હાથ મને સ્વાધીન કરીને બદલામાં તે આપો. એ હાથનું હું લાલણપાલણ કરીશ, રક્ષણ કરીશ ( પોતાની છાતી સાથે ચાંપતાં ) તમારૂં કાળજું આટલું બધું કેમ ધડકે છે ? મારા પ્રતિના પ્રેમના ઉછાળા મારે છે એમ હવે હું માનું છું.

**ગોણ્ડેચ્યા** – ક્લોર્ટર, એક ભણી તમારા ભાઇ ઉપરનો મારો પ્રેમ, અને બીજી તરફ, તમારી આવી લાગણીની ઝપાઝપીથી મારૂં હૃદય ડામાડોળ થઇ ગયું છે. મને કોઈ પ્રકારનો જંપ નથી, મારા પુત્રોનો સ્વાર્થ મને આગળ દોરે છે.

**ક્લોર્ટર**—તમે જોયું કે તમારા પુત્રોનો સ્વાર્થ એ તો મારો પોતાનો જ સ્વાર્થ હું માનું છું. એમાં કોઈ કાળે ફેર પડવાનો નથી. બન્નેના લાભને અર્થે મારાથી જે બનશે તે હું કરીશ. ન કરવાનાં કૃત્ય કરવાં પડશે તો તે પણ કરીને હું મારૂં બોલ્યું પાળીશ અને તેમ કરતાં છતાં પણ, તમે મને વળગી રહેશો, મને છોડશો નહિ તો હું સદા તમારૂં રક્ષણ કરીશ. તમને પૂરતાં મનમાન્યાં લાડ લડાવીશ. આ કરતાં વધારે ખુલાસો કરવો હવે બાકી રહેતો નથી. એમ તમને પણ લાગ્યા વિના રહેતું નહિ હોય.

**ગોણ્ડેચા**—તમે મારા કુમારોનું પાલણ કરવાનું વચન વદો છો ! અને મારા પ્રતિનો પ્રેમ પાળવાને અંતઃકરણપૂર્વક પ્રતિજ્ઞા કરો છો ?

**ક્લોટર**—આ મારી પ્રતિજ્ઞા અંતઃકરણપૂર્વક છે, માટે હવે આ તમારો સુખદ હાથ મારા મુખે મૂકીને તેનો આસ્વાદ લેવાને ભાગ્યશાળી થાઉં છું.

**ગોણ્ડેચા**—મારા ધડકતા હૃદયે તમારી ઇચ્છા પ્રમાણે હું થવા દઉં છું તો આ સમય અને મારી આ સ્થિતિ તમે વિસરશો નહિ એવો હું તમારા ઉપર પૂર્ણ વિશ્વાસ રાખું છું.

**ક્લોટર**--તમે આ રીતે મને મારી ઇચ્છા પૂર્ણ કરવામાં ભાગ્યશાળી કર્યો તેથી હવે આપણું ઐક્ય સંધાયું એટલે ઉપકાર માનવા જેવું રહેતું નથી. (વિરામ પામે છે).

---

## દૃશ્ય ૧૨ મું.

### સ્થળ–ક્લોટરનું દીવાનખાનું

ચિલ્ડેબર્ટ અને ક્લોટર તથા ધવલવદના (વડી વહુ)*

**ચિલ્ડેબર્ટ**—તમે નાટક તો ઠીક ભજવ્યું, ખરૂં કહો. ગોણ્ડેચાના પ્રેમની જાળમાં સપડાયલા જણાઓ છો, ખરાકની ?

**ક્લોટર**--એને ફસાવ્યા વિના આપણી ધારણા બર આવે એમ ન હતું. હવે એ પૂરી ફસાઈ છે.

**ચિલ્ડેબર્ટ**—પણ નવા રંગમાં રંગાઇ જાઓ નહિ તેની સરત રાખજો.

---

* યુરિનજિયનને જીતવા, થિયોડોરિક (ટિયેરી) ચડી ગયો ત્યારે પોતાના ઓરમાઇ ભાઇ ક્લોટરને મદદમાં લઇ ગયો હતો. લડાઇમાં જીત થઈ ત્યારે સન ૫૨૯ માં યુરિનજિયનની પુત્રી Radegund રાડેગન્ડ સાથે ક્લોટર પરણ્યો હતો. તે તેની વડી વહુ હતી. તેનું નામ ધવલવદના રાખ્યું છે.

**ધવલવદના**--( પ્રવેશ કરીને ) તમારા ભાઈ તો રંગાય એવા છે. **લીલી આંખોવાળી** ગોણ્ડેચાના નયન પલકારામાં પરોવાયલા છે. મને અવળું સમજાવે છે. તમે કપટી પુરૂષો, અમ સરખા અબળાઓને ફસાવીને ફાવી જાઓ છો.

**ક્લોર્ટર**—વ્હાલી ! પૂછ મારા ભાઇને. અમે ઑારલીન્સની જાગીર સરખે ભાગે વ્હેંચી લેવાના છિયે. વ્હેંચણીના ભાગનો નકશો એમણે જ કરયો છે.

**ચિલ્ડબર્ટ**--ભાભી ! એટલી એમની વાત તો ખરી છે, પણ મારે ખરૂં કૂહેવું જોઇયે કે મેં જ્યારે નકશો બતાવ્યો ત્યારે એક ભાગ મ્હોટા કુમારનો અને બીજો ભાગ ન્હાના કુમારનો છે. તે આપણાથી વ્હેંચી લેવાય નહિ એવું એ બોલ્યા હતા.

**ક્લોર્ટર**—લીલી આંખોવાળીની દાસી માંહેલી બાજુએ ઉભેલી આપણી વાતો સાંભળતી હતી એમ મને જણાવ્યું એટલે વાત એવી કહી કે તે જઇને **લી**લિયાને કહે તો મને પરણવાને તેનું મન થાય, અને થયું પણ એમ જ.

**વડી વહૂ**--તમે એનું નામ **લી**લિયા ઠીક પાડયું-ભેગું ભેગું મારૂં પણ નવું નામ પાડો.

**ચિલ્ડબર્ટ**—તમારૂં વદન ગોરૂંગફ-ધવલ છે, તેથી તમારૂં નામ ધવલવદના પાડયું હોય તો ઠીક, કેમ ક્લોર્ટર ભાઈ ?

**ક્લોર્ટર**—હું પણ એમ જ કૂહેવા જતો હતો. હવે ત્રીજીનું નામ પાડવું ઠીક છે, કેમકે, નવા નામથી વાત કરિયે તો કોઇના કળ્યામાં આવે નહિ. મને લાગે છે કે મારી ત્રીજી વહૂની આંખો શ્યામ ( કાળી ) છે, તેથી એનું નામ **શ્યામ**નયના પાડયું હોય તો ?

**ધવલવદના**—એ નામ બંધબેસતું છે. તમે કાળી આંખની કાળાશમાં કુટિલ બનીને એને પરણી લાવ્યા છો. તેથી એવુંજ નામ ઘટે, તમે, એ કાળીનાં કાળાં નખરાંમાં મોહી જઇને મને પડતી મૂકી છે. મારી ઉપરનું વ્હાલ વિસારી મૂકયું છે.

ચિલ્ડરબર્ટ—એ વાત સ્વીકારી શકાય એવી નથી, તમે મારા ભાઇને હવણાં એવા ફૂલમાં ફસાવ્યા છે કે અમને તો મળી પણ શકતા નથી. "હવણાં મળવાનો અવકાશ નથી (નૉટ ઍટ હોમ) એવા નકાર રૂપ વારમવાર જવાબ અમારાં ભાભીજી ભણીથી અમને મળ્યાં જાય છે.

ક્લોર્ટર—વહૂજી! અમારા ભાઇનું તમારાથી એવું અપમાન થાય કે?

ધવલવદના—જેઠજી! આવી વેળાએ વળી લડાવી મારવાની આડી વાતો શું કરવા કહાડો છો? હું હવણાં અણુમાનીતી છું, તેમાં થોડું બાકી હોય તો પૂરૂં કરો.

ચિલ્ડરબર્ટ—આમ અવળાં અમને બાઝી પડો નહિ. અમે પુરૂષો તો દરકાર કરિયે નહિ, પણ મારાં સ્ત્રી-તમારાં જેઠાણી, અભિમાનનું પુતળું છે, તમારી સાથે ડિનર લેવાનું એમને બહુ ગમે છે, તેથી ડિનર વેળાએ તેમણે તમને જમવાને નોંતર્યાં અને તમે "નૉટ ઍટ હોમ" કહેવરાવ્યું ત્યારથી તો એ રીસાઈ બેઠાં છે. કહો ભાઈ, એમાં વાંક કહાંનો છે?

ક્લોર્ટર—જો એમ હોય તો ધવલવદના! એ વાંક તમારો છે.

ધવલવદના—હું કહું છું કે, એ વાંક મારો નથી, તમારો પોતાનો છે.

ક્લોર્ટર—અમારાં ભાભીજીને તમે નૉટ ઍટ હોમ કહેવરાવ્યું ને મારો વાંક કેમ કહાડો છો?

ધવલવદના—એટલા માટે કે, આપ મારા આવાસમાં તે વેળાએ બિરાજવાના હતા અને તમારાં દર્શન તો મને દુર્લભ થઈ પડયાં હતાં, કાળીની કાળી કીકીમાં અને કાળા ચોટલામાં તમે એવા ગુંથાઈ ગયા હતા કે તેથી તમારો આવવાનો સમય સાચવવો એ મારૂં અવશ્ય કામ થઇ પડયું હતું, જેથી, નૉટ ઍટ હોમ કહેવરાવ્યું.

**ક્લોર્ટર**--ત્યારે તો ભાઈ ! આ ખુલાસો અમારાં ભાભીને કહીને એમનો રોષ ઉતરાવજો, અને **ધવલવદના** ! તમે પણ આજે એમની પાસે જઈને એમનું મન મનાવજો.

**ચિલ્ડેબર્ટ**—જો જો ધવલવદના ભાભીજી ! હવે તમારાં જેઠાણી-જીની મરજી સાચવવા તેમની પાસે અમારે ઘેર આવવાને અમારા ભાઈની પરવાનગી નથી એવો એમનો વાંક કહાડી શકાશે નહિ. એમની તો અત્યારે સદર પરવાનગી થઈ ચૂકી છે એમ માનજો.

**ક્લોર્ટર**—હા, મારી સદર પરવાનગી છે. વળી મારે ખરૂં કહેવું જોઈયે કે તાજેતર મારે લીલિયાના પ્રેમ લોભમાં લોભાવું પડશે. તેથી મારાથી હવણાં તમારે આવાસે આવવાને બની શકશે નહિ. સમજ્યાં ધવલવદના ?

**ધવલવદના**--આપની પૂરેપૂરી પરવાનગી છે એવું હવે હું કારણ સહિત સમજી, મારો અણગમો મટાડવાને મારાં જેઠાણી પાસે હું નિત્ય જઈશ.

**ચિલ્ડેબર્ટ**--આજે રમુજની વાતો તો આપણે ઠીક કરી, પણ લીલિયાના પ્રેમલોભમાં લપટાવાનું તમે જ તમારે મ્હોંએ કબુલ કરો છો તેમ જ પેલા ન્હાના મ્હોટા કુમારોનું કાટલું કહાડવાની ગોઠવણ સત્વર કરવી પડશે એ વાત લક્ષમાં રાખજો.

**ક્લોર્ટર**—( દુહો ).

ચોટ ન ચૂકે ચતુર નર, મુદ્દાપર મ્હોહાય,
લાભ ઉપર ધરી લક્ષ તે, કાર્ય સધાવા જાય.

આપણે નક્કી કરેલું લક્ષ્ય મારા લક્ષમાં જ છે. લીલિયાનો પ્રસંગ તો માત્ર સાધનભૂત છે. લોરેન્સ નગરીનો મને મોહ હતો તેમ છતાં ક્લોડોમિરે આપણા પિતાજીને વળગી પડીને બથાવી લીધી. એ કજિયાનો પ્રસંગ વૈર ઉપજાવ્યા વિના રૂહે કેમ ? વૈરના વારસાથી હું પૂરેપૂરો પ્રેરાયો છું અને તેને જ માટે લીલિયાને વશમાં લેવાના ઘાટની ઘટના ઘડી છે.

**ચિલ્ડેબર્ટ**—ત્યારે તો ઠીક, પણ હવે તમે ઉધલવાનું ક્યારે કરવા ધારો છો ? **લીલિયા** ફસકી જાય એવી છે.

**ક્લોર્ટર**—ધર્માધ્યક્ષને હું આજે જ મળી આવ્યો છું. પરમ દહાડે ચર્ચમાં જવાની ગોઠવણ થઇ ચૂકી છે.

**ચિલ્ડેબર્ટ**—ધવલવદના ભાભી ! લગ્ન વિધિમાં સંમેલ થવાનું નોતરૂં તમારાં જેઠાણીને આપવાને તમે ચાલો મારી સાથે. તેઓ હવણાં નવરાં છે. એમને તમારે મુખેથી બધી વિગત જાણવાની અતિશય આતુરતા છે. પણ તમને તો એ અભિમાની થઇ ગયેલાં સમજીને તમારી પાસે આવવાને પણ અચકાય છે.

**ક્લોર્ટર**—ધવલવદના વહૂ, જાઓ, તમે એમને મનાવો; અમારાં ભાભી જરા રિસાળ છે. ( સર્વે જાય છે ).

---

## દશ્ય ૧૩ મું.

[ લગ્નની ધામધુમ મચી રહી છે. **લીલિયા** પરણવાના પોશાકમાં સજ્જ થાય છે. તેમ જ **ક્લોટિલ્ડા**, જેઠાણી, દેરાણિયો હાજર થાય છે. **ક્લોર્ટર** વરના પોશાકમાં સજ્જ થયો છે, **લીલિયા** પરણેતરના પોશાકમાં પલોટાઇ છે. **ચિલ્ડેબર્ટ** આદિ ભાઇયો તથા સગાં વ્હાલાંઓનું મંડળ સર્ગસમાં ગોઠવાયલું દેવલમાં જાય છે ].

[ પાદરી હસ્ત મેળાપનો વિધિ પૂર્ણ કરે છે.
સર્ગસ પાછું **ક્લોર્ટર**ને આવાસે વળી આવે છે.
નાચરંગ વગેરેની ગંમત થાય છે.
ખાણાની મિજલસ ભરાય છે,
આનંદનો વિધિ પરિપૂર્ણ થાય છે. ]

---

# અંક ૪ થો.

## દૃશ્ય ૧ લું.

### સ્થળઃ કલેર્ટરના આવાસનો બગીચો.

**ધવલવદના:—શ્યામનયના!** જોને પણે **લીલિયા**, તેના કુમારો **સહિત કલેર્ટર** આદિ સાથે મંડળ માંડી બેઠી છે.

[ ગોઠવણુ કરી રાખ્યા પ્રમાણે એક મદારી હાજર થાય છે. તેની પાસે મ્હોટા નાગનો કંડિયો, માકડાં, વાંનરાં, બકરાં, રીંછ આદિ રમતને લગતાં પ્રાણિયો છે. રીંછ અને માણસની કુસ્તી ચાલે છે. એક ન્હાના બાજઠ ઉપર ચડીને એક બકરો ચારે પગે ઉભો રહે છે નોળિયાને સાપની લડાઈ થાય છે. ]

**શ્યામનયના—**ધવલવદના! આપણા પતિના પ્રેમમાં ભાગિયણ થવા તમારા ઉપર હું આવી, તમે મને સારી રીતે નિભાવી લીધી, અને આપણે પાંશરે પાંશરૂં ચાલ્યું, પરંતુ જેને તું **લીલિયા** કહે છે એ તો **લીલી** નાગણના જેવી છે અને તમારા **કલેર્ટર** નાગને એ બહુ જ વ્હાલી થઇ પડી છે.

**ધવલવદના—**એ વ્હાલ ને હેત લાંબુ નહિ ચાલે એમ પ્રથમ મારૂં ધારવું હતું, પરંતુ એ આપણા પતિના આવાસમાં પેઠી ત્યારથી તો આપણે આપણા પતિનું મ્હોં સરખુંય જોવા પામતાં નથી.

**શ્યામનયના—**જો પેલા બે એના દીકરા, એ સાપોલિયાં જેવા મ્હોટી જાગીરના ધણી થઈ બેઠા છે. મને લાગે છે કે, પેલો નાગ રાત્રિની વેળાએ એ બે છોકરાના શયનગૃહમાં નંખાવિયે તો નક્કી એ તેમને ડંશ્યા વિના રહેશે નહિ. માટે પેલા ગારૂડીને લાલચ આપીને પેલા મ્હોટા નાગનો કંડિયો ત્યાં જ ખાલી કરાવવાની ગોઠવણુ કરી હોય તો ઘણું સારૂં.

**ધવલવદના—**વાહરે! એ કાળમુખાંનો અંત આણવાનો આ ખરેખરો ઉપાય છે.

**શ્યામનયના**--એ જ નાગ પાછો **લીલિયાની** છાતિયે વળગે તો મને પૂરેપૂરી ટાઢક વળે. શોકોની બળતરા ત્યારે શમે.

**ધવલવદના**—એ ગોઠવણ થાય તો ખરેખરૂં, આપણું ધારયું થાય. એ એકલી ધણીનું સુખ ભોગવે અને આપણને ટળવળાવે એ વેદના વેઠાય નહિ.

**શ્યામનયના**—વૈર લેવાનો આ ખરો લાગ છે. જો, રમત પૂરી થઇ, હું જાઉં છું અને એ મદારીને બગીચાના આઘેના ખુણામાં મળીને આપણી ધારણા પ્રમાણે બધી ગોઠવણ કરૂં છું.

( રમત પૂરી થતાં સર્વે જાય છે).

---

## દૃશ્ય ૨ જું.

### સ્થળઃ લીલિયાનું શયનગૃહ.

**ગારૂડી**—( નાગનો કંડિયો લઇ પ્રવેશ કરે છે) મને નિશાની બતાવી હતી તેજ આ સૂવાનો ઓરડો હશે. (આગળ વધતાં કાચની એક બારીની અંદર જુએ છે.) [ પાસે પાસે ગોઠવેલા એ પલંગમાં બન્ને કુંવરો ભર ઉંઘમાં પ્હોડયા છે. ગારૂડી પલંગ ઉપર નાગને છૂટો મૂકીને ગુપચૂપ નાશી જાય છે. નાગ એક પલંગ ઉપરથી બીજા ઉપર ભ્રમણ કરે છે ]

**લીલયા**—( પાસેના ખંડમાંથી આવી બારણું ઉઘાડી પ્રવેશ કરે છે અને નાગને ફરતો જોઇ હબકી જતાં) ઓ મારા બાપ ! આ શું ?

[ છોકરાં તરફ નજર કરતાં નાગને પલંગપર ફરતો દેખી ગભરાઇ જાય છે ને બૂમો પાડે છે. **ક્લીાર્ટર** જે પાસેના ખંડમાં સૂતો હતો તે પણ બૂમરાણ સાંભળી દોડી આવે છે. નાગ પણ ગભરાઇને બારીમાં થઇને જતો રૂહે છે).

( પછી સર્વે વિખરાઈ જાય છે)

---

## દૃશ્ય ૩ જું.

### સ્થળ: ચિલ્ડેબર્ટનો આવાસ.

### પાત્રો: ચિલ્ડેબર્ટ અને ક્લોર્ટર.

**ક્લોર્ટર**—કાલ રાતનો બનાવ તમારા જાણવામાં તો આવ્યો હશે.

**ચિલ્ડેબર્ટ**—હા. એમ સાંભળ્યું છે કે, જે આપણે ગારૂડી પાસે જોયો હતો તેજ નાગ એ હતો. ને આ બધાં કર્મ તમારી **શ્યામનયના**નાં હતાં.

**ક્લોર્ટર**—લાગે છે તો એમ જ. થોડે છેટે કંડિયો પડયો હતો તેમાં એ સાપ જઇને ભરાઈ પેઠો. જે કંડિયો અને નાગ આપણે ગારૂડીની રમતમાં જોયા હતા તેજ એ હતા. જ્યારથી હું **લીલિયા** સાથે પરણ્યો ત્યારથીજ **શ્યામનયના** કોપેલી જ રૂહે છે. ગમે તે પ્રકારે **લીલિયા** ઉપર વૈર લેવાનો નિશ્ચય કરી બેઠી હોય એમ મને સમજાય છે. મને પોતાને પણ એની બીક લાગે છે. એ પણ એક છંછેડેલી નાગણ જેવી છે.

**ચિલ્ડેબર્ટ**—કુંવરોનો નીકાલ સત્વર લાવો એટલે બધી વાત સમી જશે. દિવસ જાય છે તેમ તમારામાં ઠંડાશ વધે છે. **લીલિયા** સાથેની લ્હેરમાં તમે પણ લોચાતા જાઓ છો.

**ક્લોર્ટર**—તમારા સમજવામાં ભૂલ છે. સ્વાર્થી પ્રેમ, માત્ર સ્વાર્થજ જુવે છે.

(મનહર)

સ્વાર્થ તણી દૃષ્ટિ ધારી, પ્રેમનો પ્રકાશ કરયો,
સ્વાર્થ સરે જ્યારે ત્યારે, પ્રકાશ હોલાય છે.
પ્રેમતણા ખોટા ચાળા, નિભાવ્યા તે નિભે કેમ?
સ્વાર્થ સરયે સ્વાર્થી પ્રેમ, ઝટ વિસરાય છે.

સ્વાર્થમાંહ મૂળ જેનું, સ્વાર્થ સિદ્ધ થાય ત્યારે,
મૂળ તો સૂકાતાં વાંત પ્રેમ સૂકી જાય છે.
સ્વાર્થી પ્રેમ પ્રેમ નહિ, ઠગારો એ પ્રેમ કહેવો,
ભોળવવા પ્રેર્યો પ્રેમ, પછીથી ભૂલાય છે.

**ચિલ્ડબર્ટ**—હવે તો ત્યારે નવો સ્વાર્થ ઉભો થયો અને નવો લોભ લાગ્યો.

**કલોટર**—હા ભાઈ, એમજ છે. (કવિત)

તાજો સ્વાર્થ ઉભો થાય, ત્યારે તો ટૂટેલો પ્રેમ,
નવીન સાધન રૂપે, પાછો તે સંધાય છે.
ભૂખ થકી ભાવ થયો, કોઈ વાની ખાવા કાજ,
ભૂખ ભાગી એટલે તો, ભાવ ભાગી જાય છે.
તૃપ્તિ ગળા સુધી થઇ, ઓડકાર આવ્યા જ્યારે,
ભાવના ટળ્યાની સાથે, પ્રીતિ દૂર થાય છે.
સ્વાર્થમય પ્રેમ તે તો, સ્વાર્થ સર્યો જાય તેમ,
સમય સરવા સાથે, સરતો જણાય છે. ૨.

**ચિલ્ડબર્ટ**--જ્યાં સુધી સ્વાર્થ સર્યો નથી ત્યાં સુધી તો પ્રેમનું પૂંછડું હાલતું રહે છે, અને એટલા જ માટે, હું તમને ઉતાવળ કરવાનું કહું છું.

**કલોટર**--આપણાં માતાજીની જામીનગીરી છે, માટે, મારો એમ વિચાર છે કે, આપણે એક ડાવકા માણસ સાથે તરવાર અને કાતર મોકલિયે.

**ચિલ્ડબર્ટ**--ખાસ કાતરી લેવો, અને તેમ કરવામાં તરવારનો ઉપયોગ કરવો. ઠીક, ઠીક, એ વિચાર ઠીક છે. મારા કારભારીને એ બે વાનાં લઇને અહિં આવવા મેં કહ્યું છે.

**કલોટર**--અને કેમ વાત કરવી તે પણ મેં તેને સમજાવી રાખ્યું છે.

**કારભારી**—( હાથમાં તરવાર અને કાતર લઇ પ્રવેશ કરે છે) હું હાજર છું, શી આજ્ઞા છે ?

**કલોટર**—ચિલ્ડેબર્ટનો પણ એવો જ અભિપ્રાય થાય છે, માટે, જાઓ તમે, ને માતાજીનું કેવું વલણ વળે છે તે જાણી આવો.

**ચિલ્ડેબર્ટ**--જો જો, લાંબી વાત કરશો નહિ. ગમે તે યુક્તિથી આપણે હકાર મેળવી લેવાનો છે, માટે લાંબા ગુંચવારામાં પડશો નહિ.

**કલોટર**--અમે બંનેયે તમને મોકલ્યા છે એવું ચોખ્ખું જણાવજો, એટલે, એમને સમજણ પડશે કે, બધાનો આગ્રહ છે, અને સંમતિ પણ છે.

**કારભારી**--હું બી પ્રસંગ જોઇને વાત કરીશ. (જાય છે.)

**કલોટર**--હમણાં હું લીલિયા પાસે જતો નથી, કેમકે, મારે શ્યામનયનાને સાચવવી પડે છે. આપણું કર્તવ્ય કૂડું છે, તેથી, સહવાસ ઓછો રાખું છું.

**ચિલ્ડેબર્ટ**--તમારી શિથિલતા મને સમજાઈ, હવે મારે તમારો વાંક ક્હાડવાનું કારણ નથી. નકશામાં જણાવેલા વિભાગની લીટિયો બરાબર છે કે નહિ તે હવે આપણે નક્કી કરિયે.

( નકશો જોવા બેસે છે અને તે ઉપર વિચાર ચલાવે છે ).

**કારભારી**—(ઉતાવળો પ્રવેશ કરે છે.) રાજમાતાજી મને ક્રોધાયમાન થયેલાં લાગ્યાં. તેઓ પૂરાં ગભરાયલાં હતાં, શું કારણ હશે તે મારા જાણવામાં આવ્યું નહિ; પરંતુ મેં તરવાર અને કાતર રજુ કરીને કહ્યું કે, બંને ભાઇયો આપનો અભિપ્રાય જાણવાની વાટ જોતા બેઠા છે, એમ યુક્તિબંધ વાત કરી. પોતે ઉશ્કેરાઇને બોલ્યા કે:--

"આ છોકરાઓનો ખરા હકનો વારસો છીનવી લઈ તેમને નિરાધાર બનાવવા તેના કરતાં તો મુવેલા જોવા ઠીક ગણાય." વધારે વાત નહિ કરતાં જેવું મેં સાંભળ્યું કે લાગલો જ હું અહિં આવતો રહ્યો.

કલેર્ટર—આ કથન ભેદ ભરેલું છે, ચોખ્ખું નથી.

ચિલ્ડેબર્ટ—આપણે ચોખવટની કાંઇ અગત્ય નથી. માતાજીના છેલ્લા બોલ "મુએલા જેવા ઠીક ગણાય" એવા છે, તો પછી, તે તેમને મુવેલા જેવા કરીએ છીએ એમ આપણે માની લેવું લાભકારક છે.

કલોર્ટર—અને તે કરવામાં હવે વાર કરવી નહિ, કેમકે, કદાપિ માતાજી આચિન્ત્યાં આવી ચડશે તો કામ કથળશે. હું સૂચવું તે સમયે તમે તાબડતોબ અહીં હાજર થજો. ( જાય છે ).

---

## દશ્ય ૪ થું.

### સ્થળઃ કલોર્ટરનો આવાસ, કુંવરોનો ઓરડો.

જયવંત અને ન્હાનો કુંવર.

ન્હાનો કુંવર—ભાઈ, આપણા પોતાના ઓરડામાં આપણે રમતા હતા તેમાં ઘણાં રમકડાં હતાં. હાથી ઉપર મને બેસારી તું આખા ઓરડામાં ફેરવતો હતો, તે મારો હાથી અહિં ક્યાં છે? ચિત્રોની ચોપડિયો બતાવીને મને ગંમત કરાવતો હતો તે ચોપડિયો અહિં નથી, માટે ચાલો આપણે આપણા પ્રથમના ઓરડામાં જઇયે.

જયવંત—બાપુ, તારો હાથી, તારાં રમકડાં અને ચિત્રપોથિયો આપણે અહિં લાવીને આ ઓરડામાં ગોઠવીશું. હવે આપણે આ નવા ઓરડામાં રમવાનું છે.

ન્હાનો કુંવર—મને તો મારો જૂનો ઓરડો ગમે છે, માટે ચાલો, આપણે ત્યાં જઇયે.

જયવંત—ભાઈ, હવે આપણે અહિંયાંજ રહેવાનું ઠરયું છે.

ન્હાનો કુંવર—મને અહિંયાં ગમતું નથી. મારૂં મન મુંઝાય છે માટે ચાલ, ભાઇ, મને ત્યાં લઇ જા. મને અહિં અણગમો બહુ થાય છે. મારૂં મન અમુંઝાય છે. જાણે હવણાં જ મારાથી રડી જવાશે. માટે ચાલ, ભાઈ. ( તેને હાથ ઝાલી ખેંચે છે.)

**જયવંત**—આપણાં માતાજિયે આપણને કહ્યું છે તે પ્રમાણે, હવે આપણા વ્હાલા કાકા, જે હવણાં આપણા નવા પિતા થયા છે, અને આપણને પોતાની ઓથ નીચે રાખીને આપણું પાલણ કરવા અહિં લઇ આવ્યા છે, તેમની જ છાયામાં આપણે હવે રહેવાનું છે

**ન્હાનો કુંવર**—કલોદર કાકો આપણું શું પાલન કરવાનો છે? એ તો આપણાં માતાજીને રડાવતો હતો. મેં જોઇને એમને છાનાં રાખ્યાં ત્યારે રડતાં રહ્યાં.

**જયવંત**—હા ભાઇ, એ બધું હું જાણું છું. એમણે આપણાં બા સાથે પરણવું હતું અને બા કહેતાં હતાં કે મારી છાતી ઉપર આ તારો ઘા લાગેલો છે તેથી છૂંદાયલી છાતી—

**કલોદર**—( હાથમાં મ્હોટો છરો લઇને પ્રવેશ કરતાં ) તારી એવી ઇચ્છા છે તો લે, હું તારી છાતી છુંદાયલી કરૂં છું.

**જયવંત**—( આભો બની જાય છે ) અરે, અરે, વ્હાલા!—

**કલોદર**—( તેને પકડી તેની છાતીમાં જોરથી છરો ખોશી દેતાં ) લેતો જા તારા વ્હાલાનું વ્હાલ !

**ન્હાનો કુંવર**—( તેને પગે પડીને ) વ્હાલા કાકા, વ્હાલા પિતાજી, મારા ભાઇને મારો નહિ.

**કલોદર**—( ઘાયલ થયેલા મ્હોટાને ફેંકી દઇને ન્હાનાને પકડે છે ) લે ત્યારે તારી પણ એવી જ વલે કરૂં છું.

**ન્હાનો કુંવર**— ( તેને પગે પડીને ) ઓ મારા વ્હાલા! મને જતો મૂકો. મારાં વ્હાલાં માતાજી અમને મરેલા જોઇને એ પણ વગર મોતે મરી જશે. દયાની ખાતર મને છોડી દ્યો. ( તેની કોટે બાઝી પડે છે, અને તેની દાઢિયે હાથ ફેરવતો ) બાપુ! હું બ્હીની જાઉં એવા તમે આવા ખૂની ડોળા મારા સામા ફાડો નહિ. પ્હેલાં તમે મને ખોળામાં લઇને બચ્ચિયો કરતા હતા તેમ બચ્ચિયો કરો.

( ગાલ ધરે છે ).

**ક્લોર્ટર**—( તેને ગાલે બચકું ભરી, છરો ખોસવા જાય છે. ) કુંવર થોડે છેટે એક ખુણામાં ચિલ્ડેબર્ટ ઉભો હતો તેની પાસે દોડી જઈ)

**ન્હાનો કુંવર**—ઓ કાકા! કાકા! મને ઉગારો. ( તેની કોટે વળગી પડે છે ).

**ક્લોર્ટર**—( દોડી આવી, ચિલ્ડેબર્ટ પાસેથી છોડાવી લેવાનો પ્રયત્ન કરતાં ) છોડ ચિલ્ડેબર્ટ, સોંપ મને, હું એને પૂરો કરૂં.

**ચિલ્ડેબર્ટ**—થોભ જરા, ઉતાવળો થા નહિ. ત્રાશી ગયેલા આ બાળકને જતો મૂક.

' **ક્લોર્ટર**—તેં ઉશ્કેરીને મને ઉભો કર્યો, અને હવે ખશી જાય છે? તો એના ઉપરનો ઘા ઝીલવાને તું તૈયાર થા. હું મારો નિશ્ચય કદિ ફેરવનાર નથી.

**ચિલ્ડેબર્ટ**—એ, વિના મારચે મુવેલો જ છે તો!

**ક્લોર્ટર**—છોડ બાયલા! એ કાળમુખા છોકરાને ( તેની પાસેથી ખેંચી લઇને તેની છાતી વીંધી નાખે છે. )

**ન્હાનો કુમાર**—( ભોંયપર પડતાં ) માતા! માતા!! માઆતા! મા–આ–આ–આ.........

( એક બાજુએથી તેની માતા, અને તેનો સાથ પ્રવેશ કરે છે, અને બીજી બાજુએથી ક્લોટિલ્ડા પ્રવેશ કરે છે. સર્વ સ્તબ્ધ થઈ જાય છે. ) ( સ્તંભીકરણ )

---

## દૃશ્ય ૫ મું.

### સ્થળઃ છોકરાનો આવાસ.

[ દફન કરવાની પેટિયો ઢળકતી મૂકી છે તેની સામે તેની માતા કલ્પાન્ત કરતી બેઠી છે. ]

**લીલિયા**—( રાજિયાને રાગે. )

મારી કૂખમાં નાકેલ ફૂલાં બાળ રે, આ શી વલે તમારી થઈ !
અંગ વાડીની વ્હાલી ઉછેર હો, લીલી લીલાશ બધી કયાં ગઈ ?
સિંચુ આંસુનાં નીર મારાં બાળરે, તોય તમે તાજા થતા નથી.
આવો આવો ધશી મારાં બાળરે, છાતી કૂટી વિલાપો કરૂં મથી.
રાતે રંગે રંગાયાં મારાં બાળરે, તેથી એ રંગાઈ મુજ આંખડી.
લીલી કુચ્ચ જેવી રસબસ વેલડી, હાય ! તેની તૂટી કુળી પાંખડી.
જાઉં કયાં ને કરૂં શું મારાં બાળરે, છાતી ચિરાઇ નથી ફાટતી.

×　　×　　×　　•

**કલોર્ટર**—( એકાએક પ્રવેશ કરીને ) તારે તારી છાતી ફાટતી, ચીરાતી કરવી છે ? તું મારૂં માનતી નથી તો તેમ કરતાં મને આવડે છે.

**લીલિયા**—ચાંડાળ ! તેં આ દુષ્ટ કર્મ કરયું તે પ્હેલાં મારી છાતી ચીરી નાંખી હોત તો આ દુઃખ જોવાની વેળા મારે આવત નહિ. કુડાં કૃત્યના કરનાર કાળમુખા ! તેં આ શું કરયું ?

**કલોર્ટર**—મારે કરવું હતું તે મેં કરયું. જીભ સંભાળીને બોલ. કોની આગળ તું બોલે છે તે તું જાણે છે ?

**લીલિયા**--(ઉશ્કેરાઈ જઇને ) હા, જાણું છું. એક મહાઘાતકી, મહાપાતકી, દગલબાજ, અને કૂડા કાળમુખાની આગળ બોલું છું. કપટ કરી તેં મને ભોળવી, અને મારાં બાળકોનો સ્વાર્થ સાચવવા જતાં હું પાપણી તારા ફંદમાં ફશી પડી. સંભાળ ! તારાં વચન. તેં કહ્યું હતું કે તારાં બાળકોનો સ્વાર્થ સાચવવો હોય તો તું મારી સાથે પરણ. શું તેં મારો સ્વાર્થ આવી રીતે સાચવ્યો ?

**કલોર્ટર**—તેં મને અગાઉથી ઓળખ્યો નહિ એમાં તારો જ વાંક છે.

**લીલિયા**— કૂડાં કૃત્યના કરનાર ! શરમા, જરા શરમા, કાળમુખા ! તું અહિંથી ખશી જા, ને મારા છેલ્લી વારના બળાપાના બે બોલ પૂરા કરવા દે. મારી આંખ આગળથી તું દીસતો રહે. ચાંડાલ ! ચાલ્યો જા.

કલોર્ટર—મારા સરખા એક મહાન રાજાની સામે, એક ઉંદરડી જેવી અબળા બકવાદ કરતી બંધ નહિ થાય તો તારી જીભડી આખી ખેંચી ફ્હાડવી પડશે.

લીલિયા—દુષ્ટ! જીભ ખેંચી ફ્હાડતા પ્હેલાં મારો પ્રાણ ખેંચી ફ્હાડ કે તારા જેવા પાપીના પાશમાંથી છૂટું.

કલોર્ટર—( તેનો ચોટલો પકડીને પૃથ્વી ઉપર પટકે છે, અને કટારનો ઘા કરવા જાય છે, એટલામાં, એક બાજુએથી કલોડોમીરનું પ્રેત અને બીજી બાજુએથી તેના બે કુમારોનાં પ્રેતો પ્રકટ થાય છે. )

( સ્તંભીકરણ. )

---

## દૃશ્ય ૬ ઠું.

કલોટિલ્ડા, કલોર્ટર. ચિલ્ડેબર્ટ, ધવલવદના, સેંટ કલૌડ, ધર્માધ્યક્ષ આદિ.

કલોટિલ્ડા—દીકરા! વચ્ચે મારી જામીનગિરિ છતાં, છેવટે તેં આ ઘોર કર્મ કરયું ?

કલોર્ટર—રાજ્યલોભ એવો જ છે. માતાજી! એ લોભને અંગે ખુનરેજી લાગેલી જ છે. રાજ્યલોભ પૂરો પાડવાને પુત્ર પિતાનાં ખુન કરે છે, ભાઇ ભાઇનાં ખુન કરે છે. ભત્રીજા કાકાનાં ને કાકા ભત્રીજાનાં ખુન કરે છે. મેં ભત્રીજાનાં ખુન કર્યાં. તે મારા રાજ્ય લોભને લીધે.

કલોટિલ્ડા—ન્હાના કુમળા બાળકોને મારી નાંખ્યા વિના તારો પાપી રાજ્યલોભ તું પૂરો કરી લેત તો બની શકે એમ હતું.

કલોર્ટર—હાલમાં જ એ મુવા છતાં પ્રેતરૂપે મને દેખા દઇને બ્હીવરાવવાનું કરયું, અને બીજી પણે, એમનો બાપ પ્રેતરૂપે મારા ઉપર ડોળા ફ્હાડવા લાગ્યો. એથી શું હું બ્હી જાઉં એમ છું. મુવા પછી તેઓ મને સતાવા લાગ્યા છે, તો, જીવતા રહ્યા હોત તો વૈર લેવાને તત્પર થાત. મ્હોટાયે, એના બાપને જે ભાલાથી એના શત્રુએ વીંધ્યો હતો તેજ

ભાલાથી તેને વીંધી નાંખીને એ મ્હોટાએ વૈર લીધું. એવો એ છોકરો જીવતો રૂહે તો પછી હું પણ એના હાથથી એમ જ વીંધાઉં. એમ ન થવા દેવાને માટે મેં એ છોકરાઓની કાશ ક્હાડી નાંખી તે મારા રાજ્યલોભને અનુસરતી ક્રિયા મેં કરી છે વળી તમે જ ક્હેવરાવ્યું કે "એ છોકરાઓને જાગીર વિનાના કરવા તે કરતાં મુવા દેખવા સારૂં છે" તો તમે તેમને તમારા વચન પ્રમાણે મુવા દીઠા. એમ કરવામાં મેં ઉલટી આપની આજ્ઞા પાળી છે. માતાની આજ્ઞા પાળવાનો મેં મારો માતા પ્રતિનો ધર્મ બજાવ્યો છે. એમાં મેં ખોટું કરયું છે એમ હું સમજતો નથી.

**ક્લોટિલ્ડા**—મારા કથનનો મર્મ સમજ્યા વિના તેં તારો સ્વાર્થ સાધવા અવળો અર્થ સમજી ઘોર કર્મ કરયું. જાગીર વિનાની એ છોકરાઓની સ્થિતિ જીવ વિનાની સ્થિતિ કરતાં અધિક માઠી છે એમ મેં તમને સમજાવવાને તે વેળાએ તમારી આંખો ઉઘડે એવો માર્મિક અભિપ્રાય જણાવ્યો.

**ક્લોર્ટર**—અને એ માર્મિક અભિપ્રાયનો મે ધાર્મિક ઉપયોગ કરયો. ચિલ્ડેબર્ટે પણ રાજ્યલોભને લીધે મને ઉત્તેજન આપ્યું. તેથી જ એ મારા ભેગો ભળ્યો હતો.

**ચિલ્ડેબર્ટ**--માતાજી! જોકે રાજ્યલોભનો અવગુણ મારામાં પણ છે, અને તેનો વારસો અમને અમારા પિતા ભણીથી પ્રાપ્ત થયો છે, તો પણ, ન્હાનો છોકરો મારી સોંઢમાં ભરાયો ત્યારે તેને નહિ મારવા મેં ક્લોર્ટરને બહુ વિનવ્યો પણ તે એકનો બે ન થયો ને ઉલટો મને જ મારી નાંખવાના તોરપર આવી ગયો.

**ક્લોર્ટર**—આ વેળાએ ડાહ્યા થાઓ છો પરંતુ ઉશ્કેરણીમાં તો આપજ આગેવાન હતા. મને પણ મારા પિતાનો રાજ્યલોભનો વારસો મળ્યો છે તેનો મેં ઉપયોગ કરયો, અને હજી પણ કરયો જઇશ. અને તમે પણ મારી સાથે વૈર બાંધવાનો પ્રારંભ કરવા માંડયો છે તો તેનો અન્ત તમારા અન્ત સાથેજ આવશે એ અગાઉથી તમને ચેતાવું છું.

**ચિલ્ડેબર્ટ**--જોયું માતાજી ! મારા ન્હાના ભાઇની ઇચ્છાને મારે એટલા જ માટે સ્વાધીન થવું પડે છે તેમાં મારો દોષ છે એમ આપ જરા પણ મનમાં આણશો નહિ.

**કલોટર**- જેવો રાજ્યલોભનો વારસો આપણા પિતાજી પાસેથી મળ્યો છે. તેવો જ વૈર લેવાનો વારસો આપણાં માતાજી પાસેથી મળ્યો છે. તો પછી એને અવગુણ ગણો કે ગુણ ગણો. એનો ઉપયોગ મારાથી થઈ જાય તેમાં મને કોઈ દોષ દેશો નહિ. મારા પિતાને કોલનના રાજા સિજેબર્ટે યુદ્ધના એ પ્રસંગમાં સારી મદદ કરી હતી.

**ચિલ્ડેબર્ટ**--તેમ છતાં, તેના વિરૂદ્ધ તેના છોકરાને તમે જ ઉશ્કેરીને તેના હાથે મરાવી નંખાવ્યો.

**કલોટર**--ને પછી તેનું રાજ્ય લઇ લઇને તમે જ વ્હેંચી લેવામાં ભાગિયા થયા, તો પછી, હવે ડાહ્યા શાના થાઓ છો ?

**કલોટિલ્ડા**—હદ વળી ગઈ, મારામાંથી વૈરનો વારસો તમારામાં ઉતરયો. મેં અભાગીણિયે તમને વૈર લેવાને ઉશ્કેર્યા, તો પછી, તમે મારો દોષ કહાડો છો તે મારે સાંભળવો પડે છે. અને તેનો મને અતિશય પસ્તાવો થાય છે. માટે તમને હું હવે છેલ્લું કહું છું, કે વૈરનો વારસો ભૂંડો છે. એ વારસાનું બીજ તમે શેકી નાંખજો કે તમારાં વંશજોમાં તેની અસર ઉતરે નહિ. વૈરનો વારસો તમારામાં પ્રદીપ્ત કરવામાં મેં ઘોર પાપ કરયું છે અને પસ્તાવા રૂપે તેની શિક્ષા મને અતિશય થયાં કરે છે. તે એટલા બધા પ્રહાર મારા અંતઃકરણ ઉપર કરે છે કે તે પ્રહાર મારાથી સહન થઇ શકતા નથી. અરે, ઓહ ! મારૂં અંતઃકરણ મુંઝાય છે. સેંટ કલૌડ મેં તને સન્ત કરયો છે તેવો જ તું રહેજે. રાજ્યની ઇચ્છા કરી તેનો લોભ રાખનારાઓને કેટલા બધા બીજા અપરાધ કરવા પડે છે તે અપરાધમાંથી મેં તને એટલા માટે એમાંથી બચાવી દીધો છે.

**કલોટર**--તમારા આવા ભાષણથી મને કાંઇ પણ અસર થવાની નથી. ઠીક થયું કે તમે સેંટ કલૌડને મઠમાં મૂકયો, નહિ તો એના બે ભાઈ પેઠે એની પણ હું માઠી વલે કરત. રાજ્યલોભ, વૈર અને તેને અંગે

કપટ કાર્ય જે કાંઇ હું કરૂં તે નિરૂપાયથી કરૂં છું એમ તમે બધાં સમજજો. મારો દોષ કોઇ ક્હાડશો નહિ. મને મારા અંતરમાંથી પ્રેરણા થશે તેમ હું તો કરેચો જ જઇશ.

**કલોટિલ્ડા**—તારા જેવા રાજ્યલોભ ધરાવનારા, વૈર રાખવાવાળા, પ્રજાને પીડા કરવાવાળા રાજાઓ ફ્રાન્સની ભૂમિ ઉપર ચાલતા રહેશે ત્યાં સુધી પ્રજા સુખી થવાની નથી. અહા! પ્રભુ, પ્રજાનું સુખ પ્હેલું જોજે. રાજાઓને રૂડે માર્ગે વર્ત્તન કરવાને પ્રેરજે, અથવા તેમની દુષ્ટ બુદ્ધિ ધેરજે. ફ્રાન્સની ભૂમિની પ્રજાને સુખી કરવાને એવા રાજાઓની જડ ક્હાડી નાંખજે. તેમની હૈયાતી નાબુદ કરી નાંખજે. પણ પ્રજા સુખી રહે એવાં ધોરણ તેઓ જ ચલાવે એવા તેમના ઉત્તમ કાર્યમાં છેવટે તું સાહાય્ય થજે. મારા વંશજથી ફ્રાન્સની રાજ્યસત્તા સ્થપાય છે તેનો દુરૂપયોગ થાય તો, પ્રભુ! તે સત્તાનો તું સમુળગો નાશ કરજે.

**હાથમાં કટાર લઇને કાલિનું રૂપ ધારણ કરી લીલિયા પ્રવેશ કરે છે.**

**લીલિયા**--પ્રભુ તો નાશ કરતાં કરશે પણ જેણે આ પ્હેલ કરી છે તેનો જ હું નાશ કરૂં છું. (કલોર્ટર ઉપર કટારનો ઘા કરે છે.) તેની પછવાડે ધવલવદના દોડતી આવતી હતી તે તેનો હાથ ઝાલી લે છે.

**કલોર્ટર**—(થોડો ઘવાયલો સાવધાન થઇ) ચાંડાલણી! મારા જેવા બળવાન અને શૂરા વીર ઉપર તું અબળા ઘા કરે છે? (તેને ચોટલે પકડી ભોંય ઉપર પટકે છે. તાબડતોબ ઉભી થઇ તેને હૃદડે બચકું ભરી લોહી લોવાંણ કરે છે. ધર્માધ્યક્ષ કલોટિલ્ડાને ખોળતો ત્યાં આવી પ્હોંચે છે.)

**ધર્માધ્યક્ષ**--(લીલિયાને હાથે ઝાલી ઉભી કરે છે.) દીકરી! તું આ શું કરે છે?

**લીલિયા**—હું મારો ધર્મ બજાવું છું. આ ચાંડાળે મને છેતરી, તમે અમારો હસ્તમેળાપ કરાવ્યો તે જ હસ્તે આ પાપિયે મારા બે કુમળા કુમારોને પેલા કટારે છૂંદી નાંખ્યા. હું આજે એનો પ્રાણ લીધા વિના જવા દેનાર નથી. એના જેવા પાપિયો આ જગતમાં જીવતા રહેશે

તો હજારો ઘોર કર્મ કરશે માટે એવા દુષ્ટોનો નાશ કરવો એ જ ખરો ધર્મ છે.

**કલોટદર**—( લોહી ઘણું જવાથી અશકત બનેલો ) તારા જેવી ચાંડાળણી, ધણીનો નાશ કરવા તત્પર થયેલીનો નાશ કરવો એ જ ખરો ધર્મ છે. ઉઠીને તેને મારવા જાય છે.

**લીલયા**—( તેને સામો ધક્કો મારી પાડી નાંખી તેના ઉપર ચડી બેશી તેનું ગળું દબાવતાં ) હું આ ટાણે રાક્ષસી બની છું. મારા અંગમાં અગાધ બળ આવ્યું છે. તારો જીવ લીધા વિના હવે તને છોડનાર નથી વિશ્વાસઘાતી, મહાપાપી, ( તેના માથા ઉપર પગ પ્રહાર કરે છે ).

**ધવલવદના**—( એકદમ ઉભી થઇ તેને નિવારતાં ) લીલિયા બ્હેન! જરા શાન્ત થાઓ, ગમે તેવા તોય પણ, એ આપણા પતિ છે. આપણે આપણો પતિધર્મ પાળવો.

**લીલિયા**—કોનો પતિ! આ દુષ્ટ, મહાપાપી. મારા દૂધમળ દીકરાઓનો કાળ, મારો પતિ ? ( ફરી બાઝમબાઝા ને મારામારી થાય છે.)

**કલોટિલ્ડા**—વહુ, તમે ક્રોધને વશ થયાં છો તેમાં તમારો જરા પણ દોષ નથી. તો પણ ગઈ ગુજરી ભૂલી જાઓ.

**ધર્માધ્યક્ષ**—દીકરી! જે હાથ ઘાત કરવા આવે તે હાથને ચુંબન કરવું એ જ ખરો ધર્મ છે. મેં આવા અયોગ્ય પુરૂષને તમારો હાથ અર્પણ કરયો એમાં હું પણ પાપી નીવડયો છું.

**કલોટિલ્ડા**—ગુરૂજી! તમારા કરતાં હું સાત ઘણી પાપણી નીવડી છું કે મારા આ પાપી પુત્રને લીલિયા પરણે એવો મેં એને આગ્રહ કરયો. બેટી લીલિયા! શાન્ત થા, ક્રોધ થાય એવાં આપણે થવું નહિ. એ પાપી પુત્રને હું મારો પુત્ર લેખતી નથી ગુરૂજી! આ પાપી સંસારમાં મચ્યાં રહેવું ઉચિત નથી. પાપી વાતાવરણ છવાયલા રાજમહાલયમાં રહેવું તેના કરતાં ધર્મસ્થાનમાં પ્રવેશ કરવો એ જ હવે ઉચિત છે.

**ધવલવદના**—આ મારા પતિની હવે મારે સારવાર કરવી પડશે. એમ ન હોત તો હું પણ તમારા ભેગી આવત. ( મૂર્છિત પડેલા **કલોટ**-રને ઉપડાવી લઈ જાય છે ).

**કલોટિલ્ડા**--ધન્ય છે વહુજી, હવે આપણે માટે એજ કર્તવ્ય છે. મારા મરણ પામેલા બે પૌત્રોને મેં એક જ ઠાઠડીમાં સૂવાર્યા છે તેઓને અવલમંજલ પ્હોંચાડવાને તયારી કરી છે.

**લીલિયા**—મારા બે દીકરાઓની ઠાઠડી ભેગી પેલા નાતરિયા અઘોર પાપી પત્તિ અરે! એ ચાંડાળની ઠાઠડી ક્હાડવી હતી માટે હું વાર કરતી હતી. હવે એનું જે થવાનું હશે તે થશે. હવે દીકરાઓને અવલમંજલ પ્હોંચાડ્યા પછી હું સ્મશાનરૂપ બનેલા મ્હેલમાં વસવા પાછી વળવાની નથી. સાસુજી! આપની સાથે જ હું મઠનિવાસીની થઇશ.

( પડદો પડે છે ).

[ બે કુંવરોની ઠાઠડીનું સર્ગસ ક્હાડી કલોટિલ્ડા આદિ સર્વે મંડળ શોકના પોશાકમાં દેવળ ભણી જાય છે ત્યાંનો વિધિ પૂર્ણ થયા પછી, કલોટિલ્ડા અને લીલિયાને નન બનાવવાનો વિધિ ધર્માધ્યક્ષ કરે છે. ]

---

## અંક ૫ મો.

## દૃશ્ય ૧ લું.

**ક્લોર્ટર**, અને **સલુણા** ( વાલ્ડેરાડા )

**ક્લોર્ટર**—**સલુણા**! તમારા સસરા, અને મારા ભત્રીજા **થ્યુડિબર્ટ** (Theudibert) મારા ભાઇ **થિયેરી**ના મરણ પછી, પરાક્રમો કરવાને કાંઈ બાકી રાખી ન હતી. તેઓ, તમારા પિતા **વાશો** રાજાને મદદ આપતા, અને તેથી, તમારાં મ્હોટાં બ્હેન વિસિગાર્ડા તેને પરણાવ્યાં હતાં.

**સલુણા**—તમારા ભત્રીજાનો વિચાર ઇટલી અને **સ્પેન**નું રાજ્ય જીતી લેવાનો હતો. તેઓ કૂહેતા હતા કે, મારા કાકા માહોમાહેનો ગ્રાસ બ્હેંચી ખાવાનો કલહ કરે છે, તેવો આપણે કરવો નથી. આપણે તો બ્હારનો, પારકા પાસેથી મેળવવો ઉચિત છે, એમ કહી, વારે વારે ત્યાં સવારિયો લઇ જતા હતા. તેમના પુત્ર મારા સ્વામી **થ્યુડેબાલ્ડ** ઝાઝું જીવ્યા હોત તો પોતાની મુરાદ બર લાવત.

**ક્લોર્ટર**—ખરી વાત છે, પણ અવળું બનવાનું તેથી અધવચ મારો ભત્રીજો મરણને શરણ થઈ ગયો, એથી, મારૂં કાળજું બહુ મુંઝાય છે. તે પોતાના પિતાને પગલે ચાલી બહુ પરાક્રમ કરત, પરંતુ દૈવ્યને અવળું કરવું હતું તેથી એ પ્રભુના દરબારમાં હાજર થઈ ગયો. આવા માઠા બનાવથી તમને દુઃખ અને સંતાપ થાય એમાં નવાઈ નથી.

**સલુણા**—ધણી છતાં પણ, મને ધણીનું સુખ હતું નહિ, તે તમે જાણો છો, એમને એક પળવારની નવરાશ મળતી નહિ, અને જયાં ત્યાં લડવા જવું, ઘવાવું, સાજા થવું ને પાછું એનું એ જ આદરવું.

**ક્લોર્ટર**—તો પણ, તમે તો તેમની સેવા કરવામાં બાકી રાખી નથી. તમારા જેવી પ્રમદા તો કોઈ ભાગ્યશાળી હોય તેને જ મળે. હું એ વિષે પૂરો હિણભાગી છું.

**સલુણા**—અમારાં કાકીનાં નામ તમે ઠીક પાડયાં છે. તમે ટીખળી તો ખા હો કે?

કલોર્ટર—તેઓના ભણીનું પૂરું સુખ મળે નહિ ત્યારે એવાં ટીખળ કરીને મનને ગમત પમાડિયે, તમારાથી કશું અજાણ્યું નથી.

સલુણા—ધવલવદના કાકીજી તો પડ્યાં ને પાથરાં તમારા ભાઇ ચિલ્ડેબર્ટને ત્યાં જ રૂહે છે. એમણે મારાં કાકીજીને ઠીક ભોળવી દીધાં છે. ભોળાં કાકીજી પૂરાં ઠગાય છે, તેથી ચિલ્ડેબર્ટ આગળ, કાકીજી ફાવી જાય છે.

કલોર્ટર—તમે મેણું મારો છો તે હું સમજું છું. ઘોળામાં કાળું હશે કે નહિ તે પ્રભુ જાણે, પણ વગોણું થાય છે, અને નાક કપાય છે, એટલું તો મારે માન્ય કરવું પડે છે.

સલુણા—ચિંતા કરશો નહિ, વગોણું થવા જેવું કાંઈ નથી. મારાં ધવલવદના કાકીજીની ઠાઉકી રીતભાત કોઇના કળવામાં આવવા દે એવાં છે નહિ.

કલોર્ટર—મારા આગળ એવી ડાહી ડાહી વાતો ફહે છે કે મને તો કશો વ્હેમ સરખો પણ આવતો નથી.

સલુણા—એ જ સારી વાત છે, અમે બઇરાં જાતિ, અમારાં મૂળ ઘણાં ઉંડાં હોય છે તેનો પાર પામવો એ કંઈ સ્હેલી વાત નથી. પણ તમે એમના હેતાળુ ધણી છો તેથી નિભાવ સારો કરો છો.

કલોર્ટર—જો નિભાવ કરૂં નહિ તો જાઉં ક્યાં? અમે શૂરાજનો અમારે ઠરવાને ઠામ જોઇયે તો નિભાવિયે નહિ તો જઇયે ક્યાં? રાત્રે હું ઉંઘી ગયો હોઉં ત્યારે કદાપિ તમારાં કાકીજી ઘરમાં આવતાં હશે, પણ એમને પોતાના એકાન્તના શયનગૃહ સિવાય ગોઠતું નથી. અને ખરી વાત કહું? એ તો એમ ફહે છે કે, વર્ષ થયાં એટલે અમારી વૃત્તિઓ તો શિથિલ થઈ ગઈ છે. એટલે પ્રેમની વાતો અમને પ્રિય નથી. એવો ઢોંગ કરી ભકતાણીનો વેષ પૂરેપૂરો ભજવે છે.

સલુણા—જેને વિષય વાસનાની તૃપ્તિ થઇ હોય તેના વિચાર એવા જ હોય.

**ક્લોર્ટર**—મને તો તૃપ્તિનો લાહો મળતો જ નથી. સાજા હોઇયે, માંદા હોઇયે ત્યારે પોતાની પત્નિ ખબર રાખે નહિ તો બીજું કોણ રાખે? મારા તો પૂરા ભોગ છે. મારૂં મન સાચવે એવું કોઈ પાસે નહિ એ દુઃખ કેમ વેઠાય? ( તેની આંખોમાં આંસુ આવે છે ).

**સલુણા**--અકળાઓ નહિ. એ દિવસ પણ વહી જશે. જો તમારી ઇચ્છા હોય તો મારાં ધવલવદના કાકીજીને હું સમજાવું કે હવે ઘરડે ઘડપણ તમારી મરજી પ્રમાણે ચાકરી કરે.

**કલોર્ટર**—તમે મને ઘરડો કહો છો? સાત જવાન મને પ્હોંચે નહિ એટલું બળ હવણાં મારામાં છે. જુવો મારી દાઢીમાં એક પણ ધોળો વાળ છે? ( અપવાર્ય ) વર્ષ ૬૪ થયાં છે, અને કલબ લગાવું છું તેની ક્યાં એને ખબર છે?

**સલુણા**--રાજવંશિયો કદિ ઘરડા થતા જ નથી. ફાવે તેટલી બાયડિઓ પરણે અને ફાવે તેમ તેમને વર્તવા દે.

**ક્લોર્ટર**—( સલુણાનો હાથ પકડીને ) લ્યો ત્યારે મારા નબળા પોચા હાથમાંથી છોડાવો તમારો હાથ જોઇયે? તમે તો ભર જવાનીમાં છો ને મારા કરતાં બારઘણું બળ તમારામાં છે. એમ તમે સમજતાં હશો.

**સલુણા**—( તેનો હાથ છોડાવવા જાય છે ) ઓ બાપરે! આ ચાપડો તો છૂટતો જ નથી. જાણે સીસાની ગારે ચોટયો હોય નહિ? મૂકો, મૂકો કાકાજી, મારૂં કાંડુ મૂકી દ્યો. લોહીની તસરો આવી ગઇ છે, જુવો.

**ક્લોર્ટર**—તેનો હાથ પોતાના મ્હો ભણી લઇને. હા સલુણા, મેં અપરાધ કરયો. ગુલાબની પાંખડી જેવી તમારા હાથ ઉપર તસરો ઉપડી છે તેને શાન્ત કરૂં. ( તેના હાથને જોરથી પોતાને હોઠે લગાડે છે).

**સલુણા**—બળ્યું કાકાજી! આમ શું કરો છો?

**ક્લોર્ટર**—મારા મ્હોના વાયુથી ઠંડક કરૂં છું, તેનો હાથ બીજા હાથની હથેલીમાં દાખીને ચાપડો છોડી દે છે. જુવો તમારો લોહીનો

જુસ્સો કેવો તરી આવ્યો છે ? સલુણા ! તમારા હાથને મેં પીડા કરી તે ક્ષમા કરજો.

**સલુણા**—પારકાંને પીડા કરીને આમ જોર બતલાવાય ?

**ક્લોર્ટર**—( તેના હાથે બીજા હાથથી કાંડાને ઘર્શણ કરી, બેઠેલી આંગળિયોનો ઉપાડો પંપાળી નાંખતાં ) આટલું કરતાં છતાં પણ કાંડે ઉતરેલું લ્હોઈ ઉપર ચડતું નથી. ( કૂહોણી સુધી હાથ પંપાળો કરે છે.)

**સલુણા**—( હાથ છોડાવી લેઈ કાંડાં સામું જોઈ રહેતાં ) આવું બળ તમારામાં હશે એમ મને લાગતું ન હતું, પણ મારા ઉપર આટલું બધું બળ વાપરવું એ આપને ઉચિત ગણાય કે ?

**ક્લોર્ટર**—બળનો અનુભવ કરાવવો હોય અને બળની પરીક્ષા આપવી હોય ત્યારે એમ કર્યા વિના છૂટકો નહિ. બાનુ ! માફ કરજો. પણ મેં પૂરી ભૂલ કરી. હજી પણ તસરો દેખાય છે. ( તેનો હાથ ફરીને ઝાલી પંપાળે છે ).

**સલુણા**--હવણાં તમારામાં આટલું બધું બળ છે તો પૂરા જવાન હશો ત્યારે તો કોણ જાણે કેટલુંય હશે !

**ક્લોર્ટર**—આટલું બળ છતાં તમે મને ઘરડો માનો છો ?

**સલુણા**—હોય તેમ મનાય. ( હાથ ખેંચી લે છે ) મને લાગે છે કે ૬૦ ને ઉપર ૫ વર્ષ તમને થયાં હશે.

**ક્લોર્ટર**—તમે જાણો છો કે તમારા વડ સસરા થિયેરીનાં માતાજી મરી ગયાં, પછી મારા પિતાજી, મારાં ૧૬ વર્ષનાં માતાજી ક્લોટિલ્ડા સાથે પરણ્યા. તે વેળાએ એમનું વય મારા જેટલું હતું. ત્યાર પછી તેમની કૂખે અમે ત્રણ ભાઇ થયા. હાલ મને ૪૦ વર્ષ તો થયાં હશે હો ! અને મારા જેટલી વયે તો ઘણા જણ પ્હેલી વારકા પરણે છે. તમે મારા ભત્રિજાથી પાંચ વર્ષે મ્હોટાં છો એ વાત તો તમને સાંભરે છે કે નહિ ?

**સલુણા**—હા, મને પરખવાને તમે જ આવ્યા હતા. મને મારી ંમર તમે પૂછી હતી તે દિવસે હું એમ સમજી હતી કે તમે મારી ાથે પરણવાનું માગુ ધાલવા આવ્યા છો.

**ક્લોર્ટર**—તે દિવસે તો હું ભર જવાનીમાં હતો. આગળ પડતું ાલું છું એમ લાગે તો ક્ષમા કરજો. આપની પરવાનગીથી કહુ છું કે ં તમને જોયાં તેજ વેળાએ મારા મનમાં આવ્યું હતું કે તમારાં મ્હોટાં હેન અમારા ભત્રીજા વેરે પરણાવે તો તેમના દીકરા વ્હેરે તમને પરણા- વાં અને એક ઘરમાં બે સગી બેનો સાસુ વહૂ થાય તે ઠીક નહિ. ાટે આ વહૂ તો આપણે જ લાયક છે અને હું ખરૂં કહુ છું, ક્ષમા કરજો. ા દિવસથી તમારી મૂર્ત્તિ મારા હૃદયમાં બિરાજમાન થયેલી હજી પણ ાયમ છે તે જો બતાવી શકાય એમ હોય તો મારૂં હૃદય ઉઘાડું કરીને ત્યક્ષ બતાવું.

**સલુણા**—હું તે વેળાનો તમારો ભાવ સમજી હતી, અને તેથીજ, ારા મનમાં આવ્યું હતું કે તમે જ મને પરણવાના છો.

**ક્લોર્ટર**—મારા ભત્રીજા ( થ્યુડેબાલ્ટ ) નો સ્વભાવ લ્હેરી હતો. તે ેક સામાન્ય સ્ત્રીના પ્રેમમાં ફસાઇને તેની સાથે પરણવાના બેતમાં હતો. ાત અમારા જાણવામાં આવી પણ તે પરણે તે પ્હેલાં તો દીકરો અવતરચો હતો. એવા દીકરા વ્હેરે તમને પરણાવવાં તે કરતાં તમારાં ાતપિતાનો વિચાર, જો હું ખુશી હોઉં તો, મારી વ્હેરે તમને પરણા- વાનો થયો હતો, અને તમારી સાથે એકાન્તમાં વાત કરવાનો મને સંગ કરી આપ્યો હતો, એ વાત તમને સાંભરે છે?

**સલુણા**—હા, બરાબર મને સાંભરે છે, એ તો જાણે કાલ સવારની ાત ન હોય એમ મને લાગે છે.

**ક્લોર્ટર**—વારૂ ત્યારે ખરી વાત ક્હો, હું આ વેળાએ વીતી વાત ૂછું છું તેની ક્ષમા કરશો. ( તેના આગળ ઘુંટણે પડીને તેનો હાથ ોતાના હાથમાં લઇને ) જો તે વેળાએ આ પ્રમાણે મેં તમારે ખોળે ડીને તમારા હાથની માગણી કરી હોત તો તમે તે માન્ય રાખત કે નહિ? ખરૂં ક્હેજો.

**સલુણા**—( હસતાં ) હું ખરૂં કહું છું કે, તે વેળા હું ના ્હેત નહિ. મારૂં મન પૂરેપૂરૂં, તમારો મોહિનીરૂપ દેખાવ જોઇને, ોહિત થયું હતું તે ભોળા ભાવે હું તમને ખરૂં કહું છું.

**કલોર્ટર**—ત્યારે તે સમયની પેઠે જ આ સમય પ્રાપ્ત થયો છે, તો હું ઘુંટણે પડયો છું. મને રીઝાવીને ઉઠાડશો નહિ ત્યાં સુધી, હું ઉઠવાનો નથી અને આ તમારો નાજુક હાથ છોડવાનો નથી (તેનો હાથ ઉંચો કરીને પ્હોંચા સાથે રમત કરતાં) હું આ તમારા નાજુક કરની માગણી કરવા તમારી પાસે આવ્યો છું. સલુણા, વ્હાલી સલુણા, તે વેળાએ તમારામાં લુબ્ધ થયેલું મારૂં આ હૃદય, આટલો લાંબો સમય વીત્યા છતાં પણ, આ સમયે પાછું તાજું થાય છે; અરે તે અધીરૂં થયું એ વાત તને વિદિત કરી તારા હાથની ભીક્ષા માગું છું. (ફરીને તેને પ્હોંચે ગલ કરે છે).

**સલુણા**—ઘણી વારથી આપ આ ઢબમાં બેઠાં છો તેથી આપના પગ અકડાઈ જશે, ખુરશી ઉપર બિરાજીને વાત કરો, હું સાંભળવાને ખુશી છું. (તે ઉભી થાય છે એટલે કલોર્ટરને ઉભાં થવું પડે છે) અત્યાર સુધી સાચે સાચી વાત થઈ એમ હું માનું છું તો મને સાચેસાચું કહો કે લીલિયા કાકીજી સાથેનો પ્રસંગ દુ:ખદ કેમ નીવડયો? તમારા પ્રેમમાં તે ફસાયાં, ને પછી, તમે તે બિચારાં ભોળાંને દગો કેમ દીધો? તેમના કુમળા બાળકોનું સત્યાનાશ કેમ વાળી નાંખ્યું?

**કલોર્ટર**—મારા ઉપર તમે વિશ્વાસ રાખીને વાત કરો છો તો હું પણ ખરેખરૂં કહું છું. એકે અક્ષર ખોટો બોલીશ નહિ. જુઓ, સાંભળો. (તાબડતોબ મનમાં બનાવટ ગોઠવે છે.)

**સલુણા**—(પોતે કોચ ઉપર બેસે છે.) આપ પણ પેલી ખુરશી ઉપર બેસો.

**કલોર્ટર**—મને આપની પાસે આ કોચ ઉપર બેસવાથી વાત કરતાં ઠીક ફાવશે. (એમ કહી તેની પાસે બેશી જાય છે) મારા ઉપર લીલિયાની પ્રીતિ હતી. એ નિરાધાર થઈ ગઇ હતી, તેથી, મને રોજ બોલાવીને સુખદુ:ખની વાતો કરતાં એક દિવસ કહ્યું કે, મારો જવાન દેહ છે. છોકરાંને કોઇ સંભાળનાર નથી, તો હું મારો હાથ તમને સોંપું છું. એમ કહીને એકદમ આવેશમાં આવીને મને બાઝી પડી અને મને કગરવા લાગી કે હું તમને વરી ચૂકી. મેં પણ આવેશમાં આવીને તેની અતિશય આતુરતા જોઈ તેની ભેટ સ્વીકારી લીધી. અમે પરણ્યાં, પણ પછવાડેથી તેનું કપટ પકડાઇ આવ્યું. હું છોકરાની જાગીર સાચવતો

હતો તે તમે જાણો છો, પણ એણે મારૂં કાટલું કાઢી નાખવાની યોજના કરી, અને મારી જાગીર એના છોકરાને મળે એવી યોજનાઓ થવા લાગી. મ્હોટો છોકરો બરગંડીવાળો ગોણ્ડેમારને મારી આવ્યો હતો. એ જ છોકરાને હાથે મારૂં ખૂન કરાવવાની ગોઠવણ થઈ, અને તે કયારે? હું ભર ઉંધમાં સૂતો હોઉં તે વેળાએ.

**સલુણા**—આ એનું કૃત્ય તો અયોગ્ય કહેવાય.

**કલોર્ટર**—હું પલંગમાં ઉંઘતો હતો, પણ જરા ગરબડ થઇ કે તરત આંખ્ ઉઘડી ગઇ અને જોઉં છું તો લીલિયાના હાથમાં કટાર હતી, અને મ્હોટા કુંવરના હાથમાં તરવાર હતી. બંને સામટો ઘા કરીને મને કાપી નાંખવાની તૈયારીમાં હતાં, એટલામાં, હું જાગી ઊઠયો. લીબિયા પાસેથી કટાર છીનવી લીધો, મ્હોટા કુંવર પાસેથી તરવાર ઝૂંટાવી લેવા જતાં તેણે ઘા કર્યો તે મેં મારા પ્હોંચા ઉપર ઝીલી લેતાં નિશાની થઈ તે જુઓ આ રહી. ( પ્હોંચા ઉપરની કોઈ પ્રસંગની ઘાની નિશાની બતાવે છે.)

**સલુણા**—હા ખરી વાત. એ નિશાની ખુલ્લી જણાય છે, ત્યારે તો તમારો કંઇ પણ વાંક નથી. એ કપટી લોકોને જે કંઈ થયું તે યોગ્ય જ થયું છે.

**કલોર્ટર—સલુણા**! હું દુઃખી છું, મારૂં કોઈ અંગનું નથી. માટે તને કરગરીને કહું છું કે તું મારી થા.

**સલુણા**—મારી કબુલાત બે કારણથી થાય છે.

પ્હેલું તો એકે સંકરજાતિની વ્યકિત સાથે મને પરણાવી એ લાંછન મને લાગ્યું છે, તો તમારી વ્હેરે પરણું તો લ્હેવાઇ જાય. વળી ચિલ્ડેબર્ટ અને આપ પોતે રાજ્યના લોભી છો તેથી મારા કબજામાં જે ભાગ છે તે બથાવી પડવાને મ્હોડાવેળા તમે મને પજવો તે કરતાં જો કદાપિ તમારાથી પુત્ર પ્રાપ્તિ થઇ જાય તો મારો વંશ ચાલતો રહે. એ આશાએ મારા ભાગની સત્તા હવણાં મારે સ્વાધીન રાખવાની શરતે હું તમારે સ્વાધીન થાઉં છું.

**કલોર્ટર**—મારે એ કરાર કબુલ છે.

( તેની આંગળિયે વીંટી હતી તે પ્હેરાવી દે છે.) ( પડદો પડે છે.)

---

## દશ્ય ૨ જું.

[ સલુણા (વાલ્ડેરાડા) પરણવાના પોશાકમાં સજ્જ થઇ છે. સગાં વ્હાલાં એકઠાં થયાં છે. ક્લોર્ટર વરરાજાના પોશાકમાં હાજર છે. પાદરી પરણેતરનો વિધિ પૂરો કરે છે. પછી, આખું સરગસ સલુણાને આવાસે જાય છે. ત્યાં ખાણું તૈયાર છે. સર્વે ખાણું ખાય છે; પછી નાચ રંગ શરૂ થાય છે, તેનો લાગ લઇને ધવલવદના અને ચિલ્ડેબર્ટ બગીચાના એકાન્ત સંકેત સ્થાને જઇ બેસે છે. ]

**ચિલ્ડેબર્ટ**—ભાભી, તમારા વર તો આજે ચોથી વારના વરરાજા બન્યા. એની છેતરપંડીને કોઈ પ્હોંચે એમ નથી.

**ધવલવદના**—એટલી પીડા મારે ઓછી થઇ. લીલિયા સાથે ભવાડો થયા પછી, મારી પાસે વધારે વણધવા માંડયું હતું, તેથી, હું તમારે ત્યાં આવી શકતી ન્હોતી. બાકી મન તો તમારી પાસે આવવા તણાયાં જ કરતું હતું.

**ચિલ્ડેબર્ટ**—હવે આ સલુણા સાથે લપટાયા એટલે તમારો ભાવ પૂછવાના નથી, પણ આવી નાચની મિજલસો, ખાણું વગેરે ખર્ચ ક્લોર્ટરે પોતાને ત્યાં કરવો જોઇયે તેને બદલે સલુણાને આવાસે કેમ કરવામાં આવ્યું ?

**ધવલવદના**—એવે પ્રસંગે થતા ખર્ચનો અમારે બચાવ થશે, અને હવે તો સલુણાનું તે બધું અમારૂં જ છે. ( ઉંચું જોતાં, ક્લોર્ટર સંતાતો જુએ છે, તેની ચેતવણી ગુપચુપ ચિલ્ડેબર્ટને આપી સમયાનુસાર સ્રીચરિત્ર ચલાવે છે. )

**ચિલ્ડેબર્ટ**—( જરા સંભળાય એવે સ્વરે ) ભાભીજી ! તમારો એ અભિપ્રાય બરોબર નથી. જેમ ક્લોડોમિરનો ભાગ અમે વ્હેંચી લીધો તેમ અમારા પ્રભત્રિજા થ્યુડેબાલ્ડના વારસ અમે બે ભાઇ થયા.

**ધવલવદના**—તમારો એ વિવાદ કેવળ અયોગ્ય છે. સલુણાને તમારા ભાઈ પરણ્યા એટલે એની બધી મિલ્કત અમારી થઇ એમાં તમારૂં કાંઇ લાગે વળગે નહિ.

**ચિલ્ડેબર્ટ**—એમ નહિ, એમાં હું અર્ધો ભાગિયો છું, અને અમે બે ભાઇ સર્વ કાર્યમાં ભેગા ભળેલા રહિયે છિયે તેથી અમારો સંપ સારો ચાલ્યો આવે છે. તમે પણ સમજુ છો. તમે ખરી વાત મારા ભાઇને સમજાવી શકો છો, એટલા માટે, તમારે ગળે ઉતારવાને હું તમને આ એકાન્ત જગ્યામાં તેડી લાવ્યો છું. તમને વિનવીને કહું છું કે, અમારી બેની વચ્ચે તમારે અણબનાવ થવા દેવો ના હોય તો તેમને મારી ખરી વાત સમજાવજો. ભાભીજી, મારૂં એટલું કામ જરૂર કરજો.

**ધવલવદના**—માફ કરજો જેઠજી! મારાથી એવી ભલામણ નહિ થાય. મારા ધણી પછી, મારા દીકરાને ભાગ મળશે તે જતો કરવાને હું રાજી કેમ હોઉં?

**ચિલ્ડેબર્ટ**—તમે પણ મારા ભાઇના જેવાં મતલબી થઈ ગયાં?

**ધવલવદના**—વાજબી હોય તેમાં તમને તમારા ભાઇ ભાગ આપે છે, એમ છતાં, તમે મારા વ્હાલા વરને મતલબી કહો છો તે મારાથી નહિ સંખાય. મારા પ્રેમાળ ધણી ઉપર એવું આળ મૂકો છો તે મારાથી સાંભળી શકાતું નથી. (ઉભી થઇ જવા માંડે છે.)

**ક્લોડર**—(છતો થઇ સામો દેખા દે છે.) વ્હાલી ધવલવદના, મારે તારી સાથે નાચ કરવો હતો, અને મેં તને જોઈ નહિ, એટલે, ખોળતો અહિં આવ્યો છું. ઝાડીમાં પેલું કોણ છે? એ મારા ઉપર શું આળ મૂકે છે?

**ધવલવદના**—તમે જેને તમારા વ્હાલા ભાઈ કહો છો તે, બીજું કોણ? એમને તો જેમાંને તેમાં ભાગ પડાવા છે.

**ચિલ્ડેબર્ટ**—(આગળ આવીને) એ તો હું છું. તમને અમારાં ભાભી દ્વારાએ એક સંદેશો કહેવરાવવો હતો તેથી હું જ એમને અહિં તેડી લાવ્યો છું. આજના આનંદના પ્રસંગમાં તમને ખેદ કરાવવા હું ઇચ્છતો નથી. માટે, તમને જણાવવાનું તે મેં મારાં ભાભીજીને જણાવી દીધું. એટલામાં તો એ લીલાં પીળાં થઇ ગયાં ને રૂસણું લીધું.

**કલોટર**--હું કાંઈ તમારાથી છેટે નથી. આપણે બે એક જ છિયે, અને એક જ રહીશું. એમાં તમારે શક આણવાનું કારણ નથી. પણ જરા પ્રસંગ તો જણાવો?

**ચિલ્ડેબર્ટ**--આજે નહિ. હજી ઘણો અવકાશ છે. આજે તો તમારા આનંદમાં અમારો આનંદ ઉમેરીને તમને વિશેષ આનંદી કરવાને મને ઘણો ઉમળકો આવે છે. મારાં ભાભીજીને મેં હવણાં સમજણ પાડી છે તે વાત તમને તેઓ અવકાશે કરશે, ત્યાર પછી, આપણે તે પ્રસંગની ચર્ચા કરીશું.

**ધવલવદના**—મને ટુંકું ને ટચ્ચ ક્હેવા દો. સાંભળો, મારા વ્હાલા પતિ! તમારા ભાઇને અત્યારથી લાલચ લાગી છે, એ ક્હે છે કે, આવી મિજલસોનાં ખર્ચ આપણે આવાસે આપણા પદરથી કરવા જોઇયે તેને બદલે તમારા પ્રભત્રિજાની મિલ્કતમાંથી શા માટે કરવામાં આવે છે? અને મજિયારી મિલ્કત શા માટે વેડફી મારે છે?

**કલોટર**—સમજ્યો, સાંભળો, મારે સલુણા સાથે પ્રથમ કરાર થયો, ત્યાર પછી એણે મારે વ્હેરે પરણવાને માન્ય કર્યું છે; અને તે કરાર એવો છે કે, એના અંગનું તમામ ખર્ચ એ પોતાના ગ્રાસની ઉપજમાંથી કરે. મારે તો એને આવાસે મ્હેમાન તરીકે રહેવું. એનો ગ્રાસ, એની કોઈ પણ ચીજ, ગમે તે હોય, તે ઉપર આપણો કશો હક રાખ્યો નથી, ત્યારે એ મારી સાથે પરણી છે અને મને ચોખ્ખું કહ્યું છે કે, શોખની ખાતર હું તમારી સાથે પરણી છું. જ્યાં સુધી પાંશરે પાંશરૂ ચાલશે ત્યાં સુધી તે મારી પત્ની તરીકે મારા સંબંધમાં રહેવાને બંધાઇ છે.

**ધવલવદના**—ત્યારે તમને ભાડુતી ભરતાર કર્યા છે કે શું?

**કલોટર**—હા, એમ જ છે.

**ધવલવદના**--તો તમે તમારા ભાઇને ચોખ્ખે ચોખ્ખું ક્હી દો કે સલુણાનો ગ્રાસ વ્હેંચાય એમ છે જ નહિ. (ચિલ્ડેબર્ટને બતાવીને) પૂછો એમને મેં પણ એમને એમ જ ચોખ્ખું કહ્યું, તેમાં, તમારા વ્હાલા ભાઇને મરચાં લાગ્યાં છે,

**ચિલ્ડેબર્ટ**—મને મરચાં કેમ ન લાગે? મારો ભાગ મને મળે એવી મારે માટે ભલામણુ તમારા ભરથારને કરવાને બદલે તમે તો મારા વિરૂદ્ધ તમારા વ્હાલા વરની વકિલાત કરવા માંડી.

**ક્લોટેર**—મારા ઉપર તમારો ભાવ હોય, અને સલુણાની સાથે રૂહીને હું સુખી થાઉં, એમ તમે અંતઃકરણપૂર્વક ઇચ્છતા હો તો, સલુણાની જાગીરની ભાંજગડમાં તમારે પડવા સરખું નથી. હું તો માત્ર એની મિલ્કતનો વ્યવસ્થાપક થયો છું, અને એના પિયરનું પ્રબળ જોઇયે તેવું છે એ જાણો છોકની?

**ધવલવદના**—બસ, એ જ ખુલાસો બરાબર છે. સલુણા મને ખોળતી હશે, અને આપણે ત્રણે ઘરનાં માણસ આમ સંતાતાં ફરિયે તે ખોટું દેખાય. માટે ચાલો ત્યાં જઇયે.

( ત્રણે જણાં જાય છે )

---

## દૃશ્ય ૩ જું.

### સ્થળ: ધવલવદનાનો આવાસ.

ક્લોટેર અને ચિલ્ડેબર્ટ તથા ( કાટિબર્ટ ) ધવલવદનાનો પુત્ર.

**ચિલ્ડેબર્ટ**—ભાઇઓમાં, હવે આપણે બે રહ્યા છિયે. સારાં નઠારાં સર્વે કૃત્યોમાં ભેગા ભાગ લેતા આવ્યા છિયે, તેમ છતાં, વડા ભાઈ થિયેરીનું રાજ્ય આપણો પ્રભત્રીજો થ્યુડેબાલ્ડ ભોગવતો હતો તે ગુજરી ગયો, તો હવે આપણે બંને અર્ધોઅર્ધ ભાગીદાર થયા, તેમ છતાં મારો ભાગ તમે મને આપતા નથી, એમાં સારો પરિણામ આવશે નહિ. આપણો સંપ તૂટશે.

**ક્લોટેર**—હું પ્રથમ તમને કહી ચૂકયો છું કે, એ જાગીર સલુણાની છે. લોમ્બારડીના રાજા વાશોની આસ્ટોગોથાની કૂખની એ પુત્રી છે. વળી એની સગી બ્હેન વિસિગાર્ડા આપણા પ્રભત્રીજાની વિધવા, હજી એના ઘરમાં બેઠેલી છે. એ બન્ને બ્હેનો પોતાનો ભેગો વહિવટ ચલાવે છે, તેમાં, આપણે હાથ નાંખીશું તો એનાં બળવાન પિયેરિયાં આપણને પજવશે. આપણા સામા લડશે. તેમને આપણે પ્હોંચી શકીશું નહિ.

**ચિલ્ડેબર્ટ**—ચ્યુડેબાલ્ડ એક રાખ્નો પુત્ર હતો. ચ્યુડેબર્ટનો તે અનૌરસ પુત્ર કૃહેવાય. એનો રાજ્ય ઉપર કશો હક પોસાય નહિ, તેમ છતાં, એના જીવતા સુધી આપણે જતું કરયું. જ્યારે એનો જ રાજ્ય ઉપર હક નહોતો ત્યારે એની વિધવા શી રીતે માલિક થઈ શકે ?

**કાટિબર્ટ**—કાકા, તમે ઠીક કૃહો છો. હાલ ચાલે છે તેમ ચાલવા દો. આગળ ઉપર જોવાશે.

**કલોર્ટર**—છોકરા! તું કાકાનો થઈ ગયો છે. તારી મા પણ અંદરખાનેથી એમના વશમાં હોય એમ સમજાય છે. તો તમે મા દીકરો જાઓ, વસો એના ઘરમાં, મારે તમારી દરકાર નથી.

**ચિલ્ડેબર્ટ**—( સક્રોધ ) મારી સમક્ષ તમે આળ ચડાવા સરખી, અયોગ્ય વાત કરો છો, અને સર્વને દબાવી દેવાના ઢોંગ લઇ બેઠા છો. એ વાત હવે મારા આગળ પોસાવાની નથી. ભાઇ છો એટલે એક અઠ-વાડિયાની તમને મ્હેતલ આપું છું. સીધેસીધું માનવું હોય તો માનો નહિ તો લડવાને મેદાનમાં ઉભા રૂહેજો.

( ક્રોધના આવેશમાં ચાલ્યો જાય છે ).

**કાટિબર્ટ**—પિતાજી, હું મારા કાકાની ધારણા જાણી ગયો છું. તેથી હાલમાં વાત ઉરાડી નાંખીને એમને શાન્ત રાખવાની ખાતર મેં આપને વિનતિ કરી હતી તેનું કારણ આપે મનપર લીધું નહિ. અને મારા પ્રતિ ક્રોધ જણાવી અયોગ્ય કથન કરયું તે આગળ ઉપર આપણા વિરૂદ્ધ જશે.

**કલોર્ટર**—ભલે વિરૂદ્ધ જાવ. હવે એ શું કરે છે તે જોઈ લઇશ.

**કાટિબર્ટ**—એમણે લડવાની પૂરી તૈયારી કરી રાખી છે અને તે વાતની આપને મેં ચેતવણી પણ આપી છે. આ કલહનો પરિણામ સારો આવવાનો નથી. એ વાત નક્કી જાણજો.

**કલોર્ટર**—ગમે તે પરિણામ આવે. શબ્દથી એ સમજતો નથી તો હું પણ શસ્ત્રથી સમજાવવાની તૈયારી કરવા માંડું છું.

( ઉઠી જાય છે. )

---

## દૃશ્ય ૪ થું.

## સ્થળ: ક્લોટિલ્ડાનો આવાસ.

**પાત્રો:** ક્લોટિલ્ડા, ક્લોડોવાલ્ડ, ધર્મગુરૂ તથા દાસી.

**ધર્મગુરૂ**—જોયું કે શયતાનનું બોલ્યું સાંભળવાથી શું ફળ ઉપજ્યું ?

**ક્લોટિલ્ડા**—ક્ષમા કરો ગુરૂજી, કુટુંબ કલેશની હોળીમાં સૈ હોમાઇ ગયાં; અરે, મારાપર તો દુઃખનાં ઝાડ ઉગ્યાં. (ક્લોડોવાલ્ડ નીચે મુખે ઉભો છે તેના ભણી જોઇને) બાપુ, તારા કાકામાં તેના પિતાના સર્વ દુર્ગુણો જડ ઘાલીને બેઠા છે, એની રાજ્યલોભની લ્હાયમાં એણે તારા બે ભાઇયોનો નાશ કરચો. તને પ્રથમથી જ મેં મારી પાસે રાખ્યો હતો તેથી તું બચી ગયો, બાકીનું તો બધું સૈ ભસ્મ થઈ ગયું ! દુનિયાના રંગ જોયા વિના તને હું દુનિયા તજાવું છું. એ પણ એક પ્રકારનું સમાજમાંથી તો મરણ જ છે. પણ શો ઉપાય ? હવે આ ઘરડી આંખે વંશદ્રુમનું એકાદ ફલ જોવા પામું તો મરતાં જીવ અવગતે ન જાય. અરે ચિલ્ડેબર્ટને પણ એ જ લોભ લાગ્યો છે. તે લડી મરવા ઉભો થયો છે. એને શું ખબર નથી કે ક્લોટેર કેટલો બધો દુષ્ટ અને ઘાતકી છે ? પ્રભુ કરે તે ખરૂં. આવ બાપુ! કફની પ્હેરી લે. સંસારને ભૂલી જા. (ધોળો પાદરીનો પોશાક પ્હેરાવે છે. તેની આંગળિયેથી વીંટી ક્હાડી લે છે.)

**ક્લોડોવાલ્ડ**—માજી ! આ મને શું પ્હેરાવો છો ? ના મને તો પેલો મુકુટ પ્હેરાવો. મારી વીંટી કેમ લઇ લીધી ? મારી માતા જીવતી નથી તેથી એમ કરો છો ?

**ક્લોટિલ્ડા**—(આંસુ ભરી) દીકરા, ફરીથી જન્મ લેઉ ત્યારે પુણ્ય કરીને અવતરજે કે ઉગતા પ્હેલાં દુઃખ ન ભોગવવાં પડે.

**દાસી**—(દોડતી આવીને) માજી, ગજબ થયો ! ચિલ્ડેબર્ટનું અકાળ મૃત્યુ થતાં ક્લોટેરે તેનું રાજ્ય લૂંટી તેનાં વહૂ છોકરાંને ભૂંડે હાલે ક્હાડી મૂક્યાં. એટલું સારૂં થયું કે જીવતાં જવાં દીધાં.

**ક્લોટિલ્ડા**—અરે હાય! બિચારાં કયાં રઝળશે! આજે મ્હેં સ્વપનામાં સાપ જોયા'તા. અણુહકનું કોઈ ભોગવી શકે? આ **ક્લોર્ટર** પણ ઠરી ઠામ નહિ બેસે. અરે, પેલા કૂડાકૃત્ય કરાવનારની આ અવળી કરામતનું આ ફળ છે. ઇવ્રને પણ એણે આમજ ભોગવી હતી. એ દુરાત્મા! પારકાને પીડા કરાવી મોજ માણનાર અધર્મીનું હું નામ દેનાર નથી.

**પાદરી**—અરે, એ તો દુર્જનનો સ્વાભાવિક સ્વભાવ જ છે.

**દાસી**—માજી! વધારામાં એમ બન્યું છે કે, ગોલ્ડેબાલ્ડ સાથે મળી જઇને **ક્લોડો**વાલ્ડે બળવો કર્યો છે.

**પાદરી**--કુળનો ક્ષય જ થવા બેઠો છે. વૈરનો વારસો એવો જ આમ થાય.

**ક્લોટિલ્ડા**—મારે હવે **ક્લોર્ટર** કાળમુખાની વાત પણ સાંભળવી નથી પ્રભુના દરબારમાં ન્યાય ચૂકવાશે. (**ક્લોડ** પ્રતિ જોઇને) જો સાંભળ, સંસારમાં સુખ નથી, માટે ભગવત ભજનમાં દિવસ ગુજાર કે ભવસાગરમાં ફરી ફેરો ન રહે. દુ:ખીની દયા જાણજે, ગરીબની વ્હારે ધાજે.

**પાદરી**—　　　(ગીતિ).

ઠારે હૃદય દુખીનું, દોરે દુખીને સુખદ પંથે સારે,
સંત ખરો જાણો જે, દુ:ખનિવારણ કરે જ ઉપચારે.

**ક્લોટિલ્ડા**—　　　(ગીતિ)

જગ જંજાળો છોડી, જે જન પરદુખ ફિટાડવા ધારે,
જન્મ સફળ છે તેનો, જે આ ભવસાગરે તરે, તારે.

**ક્લોડ**—માતાજી! હું એકલો કયાં જાઉં? તમે પણ મને દોરવા સાથે આવો.

**ક્લોટિલ્ડા**—ખરી વાત કહી બેટા! હવે હું અહિં એકલી નિ:સાર સંસારની દુ:ખદાહમાં દાઝી છીઝીને શું કરૂં? ગુરૂજી, પેલા ભવમાં પૂરાં

પાપ કર્યાં હશે તે નિવારવા મને પણ ભેખ આપો. આત્મદાન ઇશ્વરને વ્હાલું છે તો આ તન મન ગરીબની સેવામાં ગળાય એવા પંથે મને પણ ચડાવો.

**પાદરી**—આપનો વિચાર સ્તુત્ય છે પણ હવે વૈરાગ્યમાં શોચ કરવો ઉચિત નથી. સદ્‌ગુણવેલી સંસારરૂપી સુખવાડીમાં ઉછરી શકતી નથી. પ્રભુ પ્રાપ્તિની ઇચ્છાને શરણ થઈ જાવું એ જ ધર્મ છે. દુઃખોની ઝાળે માં સાધુજનો વિશેષ શેકાઇને શુદ્ધ બને છે. સુખદુઃખના ભાર વહન કરવા સહેતુ છે. બાઇ, સંસારમાં રૂહી કૂડામાં રચ્યાં પચ્યાં રૂહેવામાં હવે સાર નથી.

**ક્લોટિલ્ડા**—હજુ પણ આ ક્લોર્ટર, કુળનો રાહુ! કુળની સ્ત્રિયોને ભ્રષ્ટ કરે છે. ઘરમાં જ ઘાતકીપણું વર્તાવવા લાગ્યો. એ ભ્રષ્ટ પાપિયે અધમતાથી આખા કુળનો ઘાણ વાળી મૂકયો. સ્વર્ગમાં વશેલા પિતૃઓ શાપ આપશે. ભાવી! "Oh God what a Calamity."

**પાદરી**—મારૂં તો એક જ કથન છે તે એ કે, આત્માનું કલ્યાણ, ઉચ્ચ ગતિ, સુખ દુઃખ પાવકમાં હોમાતાં પવિત્ર થવાથી જ છે. તેથી દુઃખને તો આદરથી વધાવવામાં જ જ્ઞાનસિદ્ધિ સમાઇ છે. ધૂપની સુગંધ તેને અગ્નિમાં નાંખવાથી જ પ્રસરે છે.

**ક્લોટિલ્ડા**—હું હવે કયાં હૈયું બાળું? એકલાં આવ્યાં, એકલાં જાવું. સગાં કોનાં ને વાત શી! ચાલો અહિંથી હવે સત્વર, કુળદ્રોહીની આણ વર્ત્તાતી હોય ત્યાં પાણીની અંજલી પણ ન લેવાય તો ઠીક.

**દાસી**—તારે તો હું પણ આપની સાથે આવીશ, અને મઠની સેવિકા થઇને રૂહીશ.

**પાદરી**—ધર્મના કાર્યમાં ઢીલ કરવી નહિ, મતિ ફરી જતાં વાર નથી લાગતી. ચાલો ત્યારે. (સૌ જાય છે).

---

# દશ્ય ૫ મું.

## સ્થળ: ક્લોર્ટરનું આંગણું.

**પાત્રો**—**ક્લોર્ટર**, હાથ બાંધેલ કેદીની અવસ્થામાં **ક્લોડોવાલ્ડ** પાછળ સિપાઈ પ્રવેશ કરે છે.

**ક્લોર્ટર**—એ પાપી, નિમકહરામ **ક્લોડોવાલ્ડ** લે તારી ઉદ્ધતાઇનું ફળ. દૂધ પાઇને સાપ ઉછેર્યો, એ હરામજાદા, જા તારો કાકો ગયો ત્યાં તને પણ હવણાંજ મોકલું છું.

**ક્લોડોવાલ્ડ**—આપના અપકૃત્યની સીમા રહી નથી. આપે શું શું કર્યું તે સંભરતાંય કાળજું ફડફડી જાય છે ત્યારે કૂડાં કૃત્ય કરતાં આપના પાષાણ જેવા હૃદયમાં દયાનો સંચાર પણ ન થયો ? અધર્મીના દરબારમાં, પાપના પુંજમાં, મોજ માણવા કરતાં હું મરણ હજાર દરજ્જે પસંદ કરૂં છું. રીબાઇશ, મરીશ પણ આપના જુલ્મી ખુનરેજી અમલમાં શ્વાસ સરખો પણ લેવા રાજી નથી. મને એકદમ પ્રભુના દરબારમાં પ્હોંચાડી દ્યો.

**ક્લોર્ટર**—દુષ્ટ છોકરા, કોની આગળ બડબડે છે ? હું કોણ ? બરગંડીને શિક્ષા આપનાર, આખા ફ્રાન્સને ધ્રુજાવનાર, **ક્લોર્ટર** !

**ક્લોડોવાલ્ડ**—હા, હા, **ક્લોર્ટર**, પણ કાળની દાઢમાં વ્હેલા મોડા આપ નામદાર પણ પેસવાના જ હોં કે આ બધાં કાળાં કૃત્યોનો જવાબ પ્રભુના દરબારમાં દેવો પડશે, એ વાત લક્ષમાં રાખજો, ભૂલશો નહિ.

**ક્લોર્ટર**—( માણસો પ્રતિ ) આ નફ્ટ છોકરાને લઇ જાઓ, જીવતો ને જીવતો સગળાવી દ્યો. જો તેમાં કસુર કરશો તો તમને ઘાણીમાં ઘલાવી પીલી નાંખવામાં આવશે.

**ક્લોડોવાલ્ડ**—એ આગ આ દેહને બાળી નાંખશે પણ આત્માને શાન્તિ આપશે. પરંતુ આપના અંતરમાં તો સદાની સગડી સળગ્યાં જ કરશે.

**ક્લોર્ટર**—ચૂપ રહે, બદમાશ. (તેને લાત મારે છે.) ચૂપ ચંડાળ, ડ્હાપણ ડ્હોળતો, ચૂપ રહે, દીસતો રહે. પ્હેરેગીરો, આ દુષ્ટને ઘસડી જાઓ. (પ્હેરેગીરો તેને ઘસડી જાય છે.)

---

## દશ્ય ૬ ઠું.

(ધવલવદના છૂટા કેશે કાળાં કપડાંમાં સજ્જ થયેલી, ઘેલા જેવી, રોષે ભરી પ્રવેશ કરે છે.)

**ધવલવદના**—હાય! તેં જીવતર ઝેર કરયું. અરે, મારો કોમળ કુમાર ભડભડતી ચ્હેની આગ કેમ સહન કરી શકયો હશે? અરે! એને શું દુઃખ નહિ થયું હોય? હાય, હું આ દૈત્ય સાથે કયાં ફસાઇ પડી? એકનો એક પુત્ર કમોતે મરાયો અરે હવે મારૂ કોણ? અરે! હું ક્લોર્ટરની બત્રીસ વર્ષની જવાનીના બળપર મોહ પામી. એજ બળ અત્યારે બાળે છે! હાય! એજ બળે એની દુષ્ટતા, નિર્દયતા, કળ્યામાં ન આવવા દીધી, તેથી આવું પરિણામ આવ્યું. અરેરે! હું શે ન મુઇ? અરે, હું હવે દુઃખની વરાળ કોના આગળ કાઢું? માતાજી પણ સંસારને ઠેલો દઈ મઠનિવાસી થયાં. હવે પ્રભુ! મને તારે શરણે લઇ લે. પૃથ્વી માતા, માગ આપ કે તારા પેટમાં સમાઇ જાઉં. ધાન પણ શે સુખે ખાઉં? પતિ તો પતીત નીવડયો. એ હત્યારાને, મનુષ્ય ભક્ષકને, છેલ્લો ખાજ દઇ છૂટું. (ધુરકતી ક્લોર્ટરના ઓરડામાં ધૂસે છે.)

ઓ રાક્ષસ! ઓ પિશાચ! નરાધમ, દુષ્ટ! તને તારા દીકરાની પણ દયા આવી નહિ? આખું કુટુંબ ખાધું તો પણ ન ધરાતાં તેં તારૂં પેટ ખાધું? તને જન્મ દેનાર જનની પણ તારા ત્રાસથી તિરસ્કાર કરી મઠમાં ચાલ્યાં ગયાં. આ સંસારમાં તારૂં હવે કોણ છે? પેલી રાંડ નાયિકા સરખી સલુણાને પણ કાળ ખાઇ ગયો. તેં સૌને બાળ્યાં છે. આંતરડીમાં આગ લગાડી છે, તે હોળી જ તને મરતાં સુધી ભડભડ બાળશે ઓ પાપી! લે, આ છેલ્લા મારા પ્રાણ. તારા લોહીની તરસી

તારાં હાડની ભૂખી ડાકણ થઇ રહીશ. તારાં રાજની ભૂંગળો ભૂતો ફૂંકશે. લે તારા કાળા કૃત્યનો એક વિશેષ ભોગ. (કટાર ખાઇ ભોંયપર પડે છે.)

કલોર્ટર—( આમો બની જાય છે )

( સ્તંભીકરણ )

---

## દૃશ્ય ૭ મું.

### સ્થળ: કેલેનો મઠ.

( કલોટિલ્ડા, દાસી વગેરે ભજન કરે છે. )

ક્ષમા કરો અપરાધ અમારા,
દીનાનાથ અમ પર ખમિયે.
અમ પામરનાં પાપ પ્રજાળો,
ચરણ શરણ ધરી શિર નમિયે.
દીન દયાળ, વિભુ! ભય ટાળી,
તમ પદ રટણ રહી રમિયે.
શાન્ત સ્વરૂપ શ્રી પ્રભુપદ પામી.
અન્તર તાપ ત્રિવિધ શમિયે.—ક્ષમા કરો.

(ત્યાં ગોણ્ડેચા, લીલિયા તથા ચિલ્ડેબર્ટની પત્નિ પોતાની પુત્રીને આગળ કરી પ્રવેશ કરે છે).

ગોણ્ડેચા લીલિયા તથા ચિલ્ડેબર્ટ પત્નિ—( કલોટિલ્ડાને પગે લાગી રડે છે. ) માજી ક્ષમા કરજો. આ મલિન કાયાના સ્પર્શથી આપને મલિન કરતાં હોઇયે તો. પણ શું કરિયે મ્હોટેરાંમાં એકલાં આપ જ છો.

કલોટિલ્ડા—બેટા! પ્રભુ ભજી લ્યો. જગત્ જૂઠું છે. હુંયે માણસ છું. મારૂં કાળજું નહિ ફડફડતું હોય? પણ મન વાળી બેઠી છું. તમે પણ શું સાધુ થવાનું ધારયું છે?

**ગોણ્ડેચ્યા**—માજી, ચિલ્ડેબર્ટ મરતાં કલોટેરે આ ભાભીજીને ભૂંડે હાલે ફ્હાડી મૂક્યાં. મારૂં તો સત્યાનાશ વાળ્યું. કલોડોવાલ્ડથી આવો જુલ્મ નહિ સંખાતાં તેને સામું થવું પડયું ત્યારે તેને પકડી જીવતો બાળી મૂક્યો. તેનાં વહૂ છોકરાંનાં ખૂન કરાવ્યાં. શો કેર! ત્રાહિ! દીનાનાથ! જગતમાં પ્રભુ નથી એમ ક્હેવું પડે છે. જો હોય તો આવું કેમ સાંખી શકે? અધૂરામાં પૂરૂં (Ladegund) ધવલવદનાએ એ દુઃખે ઝૂરી ઝૂરી ભૂંડા ભરથારના ત્રાસથી કટાર ખાઈ પ્રાણ ત્યજ્યા. હાય, એ તો છૂટયાં પણ હું હજી ન છૂટી. (મૂર્ચ્છા ખાઇ પડે છે)

**કલોટિલ્ડા**—ત્રાહિ, ત્રાહિ, પ્રભુ! આ તે કેવો કૂડો કેર.

**દાસી**—દેવીને પેટે આવા રાક્ષસ અવતરે એ તો કૂડા કાળનો જ મહિમા ક્હેવાય.

**ચિલ્ડેબર્ટ પત્નિ**—માજી, સલુણા રિબાઈ મરતાં એની જાગીર પણ એકલા હોઇયાં કરી ગયા હરામનું પચે નહિ એ કોઇને રજભર જંપ વળવા નહિ દે. હું હવે શું કરૂં?

**કલોટિલ્ડા**—શોક કરો મા, બનવાનું હતું તે બની ચૂકયું. મારા કરતાં હજી કાંઇ તમારૂં દુઃખ ઓછું છે. અકળાયે આરો ન આવે. તમે પણ હવે પ્રભુ ભક્તિમાં ભળી જાઓ અને આ જગતની ખટપટમાંથી વિરક્ત થાઓ.

**ગોણ્ડેચ્યા**—માજી, અમે તમારા જેવાં ધર્મી નથી. અમે તો પણ લીધું છે કે એણે પોતાનો માર્ગ મોકળો કરયો માની બેઠો છે પરંતુ એને નિરાંતે જંપવા નહિ જ દઇયે. એ સુખે સૂવે કે રોટલો ખાઇ શકે તો અમે શૂરાના પેટનાં નહિ. માત્ર આ છોકરી જ આપને સોંપવા આવ્યાં છિયે તેને આપ સાચવશો. માજી, અમે હવે રજા લઇયે છિયે.

**કલોટિલ્ડા**—(છોકરીને ખોળામાં લઇને) તમારી એવી ઇચ્છા થઇ છે તો ભલે જાઓ. ચિન્તા કરશો નહિ. ભાવિ મિથ્યા થવાનું નથી. હજી અધૂરૂં રહ્યું હશે તે પૂરૂં થવાનું હશે.

**ગોણ્ડેચ્યા**—એવો જ સંભવ જણાય છે. (જાય છે.)

———

## દશ્ય ૮ મું.

## ક્લોર્ટરનું શયનગૃહ.

(ક્લોર્ટર બ્હીકનો માર્યો આસપાસ જોતો જોતો પ્રવેશ કરે છે. પગ ધ્રુજે છે. રક્ષણાર્થે દ્વાર પાસે ચાર બળવાન યોદ્ધા બેસાડેલા છે.)

**ક્લોર્ટર**—(બાજુ તરફ જોઈ) અરે! ભૂત! (ઉંઉંઉં-કરી થરથરી જાય છે).

**ચોકીદાર**—પૃથ્વીનાથ! અહિં તો કશું નથી. આ તો આપનો પરછાયો દેખાય છે.

**ક્લોર્ટર**—(ધડકતી છાતિયે શયનગૃહમાં પ્રવેશ કરે છે સ્વગત) અરે નિંદ્રા તો કેટલો સમય થયાં મારી વૈરણ થઈ પડી છે. હવે તો કાંઈ મ્હેર કર. અરે મ્હેં રાજ્યલોભ, સત્તા લોભની લ્હાયમાં મારૂં સુખ ટાળ્યું. બીજાનાં મેં જેમ ખુન કરાવ્યાં તેમ મારૂં કાસળ કાઢવા..... (ત્યાં પરછાયા જેવું લાગતાં-ક્લોડોબર્ટ (કારોવર્ટ)નું પ્રેત જોવામાં આવતું હોય એમ ધારી બૂમ પાડે છે.)

**હજુરી**—(હાજર થઈ) મહારાજ, એ તો હું છું. આપને ઉંઘ આવતી નથી તો પેલા વાર્તા કરનાર કે ગાનારને મોકલું છું કે આપને કંઈ મોજ મળે.

**ક્લોર્ટર**—(સશંક) ના, ના, તું તારે બારણે સૂઈ રૂહે. પણ સૌ જાગતા જ રૂહેજો. (મનમાં ભય લાગે છે), રખેને એમાં કાંઇ દગો હોય. અરે પ્રભુ, મારૂં આ સંસારમાં કોઇ નથી હવે સમજાય છે કે સગા સ્નેહી વિનાનું જીવતર ધૂળ છે. અરેરે. હૈયું ભારે મરે છે. ધુંધવાતું બળ્યાં કરે છે. હૈયાની વરાળ કાઢવા સરખુંયે કોઇ નથી. (પુત્રનું પ્રેત પ્રકટ થાય છે.) પુત્ર, તારી વાત તુચ્છકારી પણ અત્યારે સાચી પડી. તને તો મ્હે બાળીને શાન્ત થંઈ ગઈ પણ આ સદાની શગડી અંતરમાં ધગધગી રહી. [પુત્રપ્રેત તેના ઉપર અંગારા ફેંકે છે.] ઓ, અરે! હું બળી મરૂં છું. હું દુષ્ટ થયો પણ તું મને ક્ષમા કર, મને જતો મૂક.

મેં પાપિયે ન પ્રીછ્યું, સુખ સંસારે સ્વજન વિના કાચું,
નાનાવિધ લાલચમાં, સગાં હણી સૌ, હણ્યું બધું સાચું.

અરે! સૌ કોઇ, આ મલિન દેહથી અભડાતું હોય એમ ડરથી કે તિરસ્કારથી કે અભાવથી મારી પાસેથી ભાગે છે. સુખે તે કેમ સૂવાય! અરે મેં કેટલાં કાળજાંની હાય લીધી છે! હા, વૈરાનળ! વિકાળકાળ! સર્વેનું ભક્ષણ કરયું તો મને શું કરવાને માટે બાકી રાખ્યો? ભાઇ થિયેરી તમને કયાં મળું કે "તમે સાચા" એમ કહું? અરે મને તો મુવે પણ મેળાપ નહિ. ચાલ થોડી વાર સુઈ જાઉં કે મનને શાન્તિ મળે. (ચારે બાજુ તપાસી, બત્તી ઝળઝળ બળતી રહેવા દઇ, બારણું બંધ કરી, આગળ, પાછળ છતમાં ચોંકી ચોંકીને જોતો, ઘડીમાં ચમકતો પલંગપર બધે હાથ ફેરવી ઉંઘની દવા લઈ સૂવે છે. ઉંઘમાં સ્વપ્ન આવે છે.)

**કલોટર**—ભાઈ કલોડો......મીર....ક્ષમા કર....ર....અઉં, ઉં, કરી ઉંકાર કરે છે. (સામે ધવલવદનાનું પ્રેત ખડું થતાં) શાણી મને ન સતાવ. નહિ. હિ..ઇ, ઈ, ઉં, ઉં.. [કરી કંપી ઉઠે છે એટલામાં ત્યાં સૌ કુટુંબિયોનાં પ્રેતો જાણે હવણાં ખાઇ જશે એમ જોવામાં આવતાં સફાળો ઉઠી, બુમ પાડી, નાસવા જતાં, દિવાલ સાથે ભટકાઈ પડી જાય છે તેનાથી ચીસ પાડી દેવાય છે. એટલે ચોકીદારો પોકારે છે.)

**ચોકીદારો**—મહારાજ! શું છે? બારણું ઉઘાડો. (બારણાં ઠોકે છે).

**કલોટર**—(ભોંઠો પડી વાત છુપાવવા અને રખે દગો હોય એવી બીકથી દ્વાર નહિ ઉઘાડતાં) ના, ના, કંઈ નથી, એ તો મારાથી ઉંઘમાં બલ્લી જવાયું.

[થોડી વારે માથા ઉપરની છતમાં મૂએલાં ધારતો હતો તે ગોણ્ડેમાર અને ચિલ્ડેબર્ટ પત્ની લોહી છાંટતાં નજરે પડે છે. ગોણ્ડેચા ભક્ષ કરી જવાની ઢબમાં ચાળા કરી બ્હીવરાવે છે. ચિલ્બર્ટપત્ની પાંગતે ઉતરી આવી.]

**ચિલ્ડેબર્ટ પત્ની**—અરે ઓ ગીધ! મારૂં રાજ્ય લાવ. રોટલો લાવ.

**ગોણ્ડેચા**—નહિ તો તારૂં લોહી પીશ. (એમ કહી પગ પકડે છે.) (ઉશિકે ઉભી રહી) આવ આવ આપણે નકા કરિયે. ઓ વિશ્વાસઘાતી તારો કોઇ વિશ્વાસ નહિ કરે. તું પણ કહેનો કરે છે? હવે વ્હેમના વમળમાં વિંટાઇ જા. ચાલ, આજ તો તારા ગળામાં હાથ નાખી, તારૂં હૃદય ખોલી ખૂબ લોહી પીઉં. (એમ કહી ગળામાં હાથ નાંખે છે.)

**કલોટર**--(છુટવા યત્ન કરે છે. પણ ભયથી બેઆકળો બની ગયેલો હોવાથી છેક બળહીન બની જાય છે અને હાંસ ફાંસ ઉડી જતાં) હાય મને છોડો.... ..(ત્યાં તો ધવલવદનાનું પ્રેત છાતી ઉપર કુદતું હોય એમ લાગતાં.) હું....ઉં...ઉં.. (બેભાન થઈ જાય છે.)

**ગોણ્ડેચા**—(ચિલ્ડેબર્ટ વધૂને) એ શુદ્ધિમાં નથી એટલી વાર સુખમાં છે એમ શું કામ થવા દેવું? જીવે ત્યાં સુધી ભલે બળે. (એમ કહી જોરથી ઢંઢોળીને તેને શુદ્ધિમાં આણે છે.)

**કલોટર**—(ભાન આવતાં.) ઓ ઓ મને માફ......પાપી . ને રાજ્ય...લોભ...વેર...ખુન...હવે નહિ....કરૂં.. ઉં, ઉં, ઉં,.........

**ગોણ્ડેચા તથા ચિલ્ડેબર્ટ પત્ની**—(ઉભે ખાટલે, ઉંધે માથે, બાંધી અલોપ થઇ જતાં) પાપી! નિરાંતે હવે લટકીને લટકા કર્યાં કર.

**કલોટર**--(થોડી વાર પછી જોરથી આંચકો મારતાં ખાટલો પડી જાય છે. સવાર પડતાં ગળે ફાંસો ખાવા પ્રયત્ન કરે છે. તે વખતે ઉઘાડેલી બારીમાંથી સ્વર આવે છે.

**પાદરી**--સબુર! સબુર!

**કલોટર**—(ચમકીને જોતાં પાદરી આવતો દેખી.) ગુરૂજી, પધારો અને આ ઘોર નરકમાંથી મને ઉગારો.

**પાદરી**—આપઘાત કરવો એ પ્રભુનો દ્રોહ કરવા જેવું છે. સાતે જન્મ સુધી એવું જ દુઃખ પ્રાપ્ત થાય છે, માટે બસ કર. (ગળામાંથી ફાંસો કહાડી નાંખે છે.)

**કલોર્ટર**—ગુરૂજી! હવે મારી કાયા કામ કરે એમ નથી. મારી સહુ શક્તિ હણાઇ ગઇ છે. હું બળવાન્ કલોર્ટર હાલ છેક નિર્બળ થઈ ગયો છું.

**પાદરી**—હા રાજન્! ધર્મને હણતાં-તે હણાયેલ ધર્મ તેના આત્માને દારે છે. તેથી જ શાસ્ત્રકારોએ ધર્મનું પાલન જીવ સટે પણ કરવાની આજ્ઞા કરી છે.

**કલોર્ટર**—(પાદરીના પગમાં પડી રૂહે છે.) મને કંઇ ચેન પડે તેમ કરો. આ રાજ્ય આખું આપને અર્પણ કરૂં છું. અરે, પ્રભુ મ્હેર કરે એવો માર્ગ મને બતાવો. હું હવે જીવી શકું એમ નથી. આજે અત્યારથી મારાં ગાત્ર ગળી ગયાં છે. આજનો ત્રાસ બહુ લાગ્યો છે. અરરર! મારી આંખે અંધારાં આવે છે. હું અહિં કાળાં ભયંકર મનુષ્યો જોઉં છું. ઓ! અરે! ગુરૂજી, મને બચાવો, આ કોઇ રાક્ષસ મને ખેંચે છે. ઓ શયતાન! (એમ કૂહેતાં તે પ્રકટ થાય છે તેને જોઇને મૂર્છા પામે છે.)

**પાદરી**—(હજુરિયોને બોલાવે છે તેઓ આવતાં) પોરાડી દો રાજન્‌ને પલંગમાં (કલોર્ટરને સૂવાડે છે. સર્વ વાતાવરણ ઝેરી જંતુથી ભરપૂર થઇ જાય છે. આભ નીચે શ્યામ વાદળી છવાઇ જતાં સર્વ ઝાંખું ઝાંખું લાગે છે દિવસનો દેખાવ જ ભયંકર થઈ જાય છે. ધૂળના ગોટેગોટ દિશાઓમાં વ્યાપ્ત થઇ જાય છે. ઓરડામાં ઘોર ચૂપકી પ્રસરી રૂહે છે.)

**પાદરી**—પ્રભુ! પ્રભુ! (કરતો ક્રાઇસ્ટનું સ્મરણ કરે છે.)

જગતના તારણહાર! તારો પ્રભુ! પાપી, એવા આપ પ્રતાપી,
બળા બાળીને, નાંખો પ્રભુ! પાપીનો અજંપો કાપી.

**કલોર્ટર**—(ગળગળો આંસુ સહિત) ગુરૂજી. હું બળું છું, અહિં ઘોર બિહામણું કેટલાંક પિશાચો હવામાં ઉડી ઉભાં છે. અરે, ઓ, એ મને ગળી જવા આવે છે. મારી આંખો બંધ કરવા જતાં બંધ થતી નથી. એ ભયંકર દેખાવો મારાથી જોઇ શકાતાં નથી. મને બચાવો! બચાવો!

**પાદરી**—પ્રભુની પાસે ક્ષમા માગી લે. એ તારાં પાપો ભૂતરૂપે ખડાં થાય છે હજી પણ સમય છે. ત્હારાં પાપોની કબુલાત કરી ખુલ્લાં દિલે જે હોય તે જણાવે છે તો પ્રભુ તો દુષ્ટ ઉપર પણ દયા કરે છે!

**કલોાર્ટર**—ગમે તેમ થાય. અરેરે! પણ આ જીભે કેમ બોલું? ન બોલાય એવાં નિંદ્ય કામો આ હાથે થયાં છે. અરેરે...ઓ....ઓ ઓ. હા....ધવલ....પુતર...એ એ...લીલી....યા.......

**પાદરી**—બોલો, પ્રભુ! પ્રભુ!

**કલોાર્ટર**--(જીભ લથડતાં) કલોડો...દિકરા....રા...ણી...હું મરૂં...છું....વોયરે....હાય...હા...ય. રાજ.......જ.......

સર્વ ચુપાચુપ.

**પાદરી**—અહો.

અઘોર ઘોરમાં શમે ન પાપ,
પાપપુંજ પાવકે બળે અમાપ.
શાન્તિ આપો દિનાનાથ
વિનવું નાથ—જોડી હાથ.

**કલોાર્ટર**—અહિં મને બધું ભયંકર કાળું કાળું લાગે છે. અહિંથી બીજે ઠેકાણે લઈ જાઓ. (સન્નિપાત થયો હોય એમ) ઓ આવે...મેં કરયું-ખૂન કરયું છે? હા, હા, મારી નાંખોની. રાજ્ય, રાજ્ય હા હું જ ધણી. મારૂં રાજ્ય....જાઓ સિપાઈ મારી નાંખો ગર્દન મારો, બાળો. કતલ! કતલ!

**પાદરી**—બોલો પ્રભુનાં નામ કે ઇસુ ખ્રિસ્તનાં કે પાપમાંથી છોડે. (ત્યાં ગોણ્ડેચા અને ચિલ્ડબર્ટ પત્ની પ્રવેશ કરે છે.)

**કલોાર્ટર**—[તેને જોઇ ભૂત ગણી સફાળો બેઠો થઇ જતાં-પાછો પડતાં] ઓ ગુરૂજી! આ શંખણિયોથી મને બચાવો. અરે! એ મૂડ. કિયો મારા ચૂરા કરવા આવે છે. [તેઓને] હવે તો મારો કેડો મૂકો. અરે...વૈર! બોલ, વૈર લેવું છે?

**ગોણ્ડેચા**--પાપી, અમારી આંખો હુવે ટાઢી થઇ. હાશ ! સંભાર તારાં પાપ. [ તેનાપર પાટુનો પ્રહાર કરે છે. ]

**પાદરી**—બસ કરો બાઇયો, પડયાપર પાટુ કેમ મારો છો ?

## ગીતિ.

કૂડી કૃતિ છે ભૂંડી, તો પણ જે જન સદાય આચરશે,
ભૂંડું ફળ તે પામી, અંત સમયમાં રિબાઇ તે મરશે.

## ( દુહો. )

કૃતઘ્નતા, દુષ્કૃતિ અને ઇર્ષ્યા, મત્સર, મોહ,
કામ લોભ તો કારમો, કરે કુળનો દ્રોહ.

**કલોઇટર**--[ ગોણ્ડેચા પ્રતિ ] શું હજી તમે જીવતા છો ?

**ગોણ્ડેચા**--તારા રૂધિરનું પાન કર્યા વિના કેમ મરિયે ? અને અત્યારે તું મરે છે તો તારૂં લોહી પીવા તારી પાછળ તું જયાં જઇશ ત્યાં અમે પણ આવીશું.

**કલોઇટર**—ક્ષમા કરો, દયા કરો, નહિ તો મારી હાલત જેવી થાય છે તેવી તમારી પણ થશે, અરે મારી સ્થિતિ ઉપરથી શીખ લ્યો, મને તમ્મર આવે છે. ગુરૂજી ! હું અંધકારમાં ગરક થાઉં છું. એ....એ મને ભયંકર, પ્રેત, પિશાચો, ભૂતો ઘેરે છે. એ....કાળ....કા....ળ...... મુખા....એ....મારો હઇડો ચૂ....સે...છે. [ પ્રાણ ત્યજે છે ] [ નેપથ્યમાં પડદો પડે છે ] અને પાછો ઉપડે છે.

**ગોણ્ડેચા**—હવે આપણે જીવીને શું કરવું છે ? હું તો મરવા જ ઇચ્છું છું.

**ચિલ્ડબર્ટ પત્ની**—મારી દીકરીને સાસુજી સાચવશે. હું પણ એમ જ કરીશ.

**પાદરી**--આત્મઘાત કરવો એ મહાપાતક છે. મનુષ્યદેહ મળવો બહુ દુર્લભ છે; એ દેહથી મુકિત મેળવી શકાય છે. માટે મરવાનો

વિચાર માંડી વાળી ચાલો મારા મઠમાં, હું તમને દીક્ષા આપી નન બનાવીશ તેથી જનસમાજની સેવા કરી શકશો, તેમ જ, પ્રભુની ભક્તિ પણ કરી શકશો. એટલે તમારા આત્માનું તારણ થશે.

**ગોણ્ડેચા**—હા, ગુરૂજી, આપનો આ ઉપદેશ મને બહુ રૂચે છે.

**ચિલ્ડેબર્ટ પત્ની**—મને પણ એ વિચાર બહુ ગમે છે.

**પાદરી**—ચાલો ત્યારે મારી સાથે મઠમાં. હું ત્યાં તમને દીક્ષા આપીશ. ત્યાં તમારાં સાસુજી અને પેલી બાળકી છે તેથી ત્યાં તમને વધારે ગોઠશે.

**ચિલ્ડેબર્ટ પત્ની**—હા, હા, આપે અમને આવો ઉત્તમ માર્ગ બતાવ્યો તેને માટે અમે આપનાં બહુ જ આભારી છિયે. મારી વ્હાલી દીકરીની સાથે મારે રહેવાનું થશે, તેથી તે બિચારી બહુ રાજી થશે.

( બધાં જાય છે. )

---

## દશ્ય ૯ મું.

### સ્થળઃ મઠ.

કલોટિલ્ડા, કલો, ગોણ્ડેચા, ચિલ્ડેબર્ટ પત્ની, તેની દીકરી, પાદરી.

**પાદરી**--કલોર્ટરનું અવસાન એના પાપકર્મોના પશ્ચાતાપમાં થયું.

**ગોણ્ડેચા**—એટલે અમારા વૈરનો બદલો સ્વાભાવિક રીતે અમને મળી ચૂકયો જાણી, મેં આપઘાત કરવાની ધારણા કરી.

**ચિલ્ડેબર્ટ પત્ની**--મેં પણ એવી જ ધારણા કરી હતી.

**પાદરી**—આ કૃત્ય અટકાવવા હું બોધ કરી, એમને આ પવિત્ર ધર્મની જગ્યામાં જોગણ બનાવવા લઈ આવ્યો છું.

**કલોટિલ્ડા સેણ્ટ**—એ તો ઉત્તમ ગોઠવણ કરી. વૈરનો વારસો લેવાયા પછી સંસારદૃષ્ટિનું કાર્ય પરિપૂર્ણ થતાં, હવે આપણા આત્માના

તારણ માટે ધર્મદીક્ષા લેવી એ જ ઉત્તમ પ્રકાર છે. માટે ગુરૂજી તમે હવે એ વિધિ ચલાવો.

પાદરી—હા, હું એમ જ કરૂં છું.

[ ઘંટનાદ થાય છે. મઠનાં સર્વ સેવક સેવિકા ભેગાં થઇ જાય છે. નન બનાવવાનો વિધિ પૂર્ણ થાય છે. પછી સર્વ જણાને પ્રભુ પ્રાર્થના કરે છે.]

## પ્રાર્થના.

માત અને તાતના ગુણો બધાં ગણાય છે.
સંતતી વિષે પ્રવેશ પામતા જણાય છે,
સંતતી સુધારવા મને કરી ચહાય છે,
શુદ્ધ બુદ્ધિ રાખતા છતાં ખરે ગૃહાય છે,
વૈરભાવ પોષતાં પ્રવેશ વૈર થાય છે,
સંતતી વશેલ ગર્ભ તેહમાંહ્ જાય છે,
એમ વૈર વારસો જનો વિષે વવાય છે,
માત તાતમાં વશેલ વારસો પમાય છે.
ઓ પ્રભુ દયાળુ આપ ! દોષને નિવારજો,
શુદ્ધ અસર થાય એમ સંતતી વધારજો,
રણશૂરે કરેલ અરજ ઉર વિષે ઉતારજો,
દોષમાંહ્ ડુબતા જનો દયાથી તારજો.

ઇતિ અલં.

---

दिवान बहादुर

# रणछोडभाई उदयरामनी ग्रंथमाळानां पुस्तको.

| हवणां मळी शके छे ते | रु. आ. पै. |
|---|---|
| १ जयकुमारीविजय नाटक (त्रीजी आवृत्ति) .... .... | ०-१२-० |
| २ ललितादुःखदर्शक नाटक (छट्ठी आवृत्ति) ... ... | ०-१२-० |
| ३ नळदमयंती नाटक (चोथी आवृत्ति) ... ... | ०-१२-० |
| ४ मालविकाग्निमित्र (कालिदासकविना नाटकनुं भाषान्तर)... | ०-१२-० |
| ५ रत्नावली नाटिका. श्री हर्षकविना संस्कृत उपरथी भाषान्तर. | ०-१२-० |
| ६ बाणासुर मदमर्दन (ओखाहरण) नाटक बीजी आवृत्ति .... | ०-१२-० |
| ७ हरिश्चंद्र नाटकनो टुंको सार ... ... ... | ०- १-० |
| ८ रासमाळा (फार्बसकृत अंगरेजी पुस्तकनुं भाषान्तर.) भाग १ लो त्रीजी आवृत्ति सचित्र (फार्बस सभाना मंत्री पासेथी).... | ५- ८-० |
| ९ रासमाळा. भाग २ जो छपाय छे .... ... ... | |
| १० कुळ विषे निबंध. जेमां कुलीन कोने गणवा ते विषे केटलाक मूळ संस्कृत श्लोक आपीने तेनो विस्तारपूर्वक अर्थ समजाव्यो छे. (बीजी आवृत्ति) ... ... .... | ०- २-० |
| ११ संतोषसुरतरु. मूळ हिन्दी भाषामां दोहारूपे माणकदासे रचेलो लघु ग्रंथ छे, तेनुं गुजराती भाषानां दोहरामां भाषान्तर करी विवरण आप्युं छे. जेओने द्रव्य मेळववानी हायवराळ थयां करती होय तेओना मनना समाधानने अर्थे, आ लघु पुस्तक उपयोगी छे (बीजी आवृत्ति) ... ... | ०- २-० |
| १२ लघुसिद्धान्तकौमुदी संस्कृत तथा तेनु विस्तारपूर्वक गुजराती भाषामां विवेचन ... ... .... .... | ५- ०-० |
| १३ रणपिंगळ भाग १ लो. अनेक संस्कृत, अने अन्य भाषाना ग्रंथो जोई, तेमांनुं दोहन विस्तारपूर्वक करवामां आव्युं छे. मात्रामेळजाति, अने अक्षरमेळवृत्तो रचवानुं माप आपवामां आव्युं छे. एना प्रवेशकमां पिंगळविषयक गणो आदिनी समजुत आपी छे. आ प्रवेशक ५२ पृष्ठनो छे. त्यार पछी, मात्रामेळ जाति अने वर्णमेळ वृत्तोनी अनुक्रमणिका, मापप्रदर्शक, आपी छे. तेमां पृष्ठ १२० भरायां छे. त्यार पछी, पिंगळनो प्रारंभ थाय छे, तेमां प्रथम मात्रामेळ जाति छे. तेमां | |

पेटामां समजातिना प्रकार १६४ विस्तारया छे, तेनां ७२ पृष्ठ भरायां छे, त्यार पछी, **अर्द्धसमजातिनो प्रारंभ थाय छे**, तेनो विस्तार पृष्ठ ७३ थी १२८ सुधी ५५ पृष्ठोमां थयो छे. आ पछी अर्द्धसमजाति १५१ प्रकारनी दाखल करी छे, ते उपरान्त तेना भेद थया छे तेनी संख्याना अंक आमां दाखल नथी. आ पछी **त्रिषमजातिनो** प्रारंभ पृ. १२९ में थाय छे. तेना पेटामां **गलितकप्रकरण** आवे छे. ते लोकोना अजाणमां रही गयेलुं, हवणां प्रसिद्धिमां आण्युं छे. आ प्रकारे **विषमजाति** २२४ पृष्टे पूर्ण थतां तेनां ९५ पृष्ठो भरायां छे. आवी विगते मात्रामेळ जाति २२४ पृष्ठोमां पूर्ण थया पछी, वर्णमेळछंदनो २२५ में पृष्टे प्रारंभ थाय छे. ते ५३३ में पृष्टे समाप्त थाय छे, एटले एनां ३०८ पृष्ठो भरायां छे. २६ प्रकारना छंदोनां अनेक रूप बने छे ते वृत्त कहेवाय छे. एवां **समवृत्त** १,४२३ नी रचनक्रिया दर्शावबामां आवी छे, त्यार पछी पृ. ४१७ थी **वर्णदण्डको** दाखल कर्या छे, तेनो प्रारंभ १,४२४ अंकथी प्रारंभाय छे, ते १५४७ अंके पूर्ण थाय छे. एना पेटामां **कवितप्रकरण** विस्तारपूर्वक आप्युं छे ते ध्यान आपवा जेवुं छे. आ पछी **अर्द्धसमवृत्त** प्रारंभाय छे, तेना **संकीर्ण** अने **असंकीर्ण** तथा **सम, विषमभेद** थईने भिन्न भिन्न प्रकारनां २११ वृत्त दाखल कर्या छे. त्यार पछी, **अन्यदेशीय कविता रचनाना** नियम बतावतां वर्णमेळनी समाप्ति पृ. ५४० में थाय छे. कुल ७१२ पृष्ठोनो आ भाग छे .... २- ८-०

१४ रणपिंगळ भाग १ लानी पूरवणी. प्रथम भाग छपाई रह्या पछी, पछवाडेथी वधारेनी जाति अने वृत्तो मळी आव्यां ते एमां दाखल छे. पृष्ट ९४ .... ... .... ०-१२-०

१५ रणपिंगळ भाग २ जो. एमां पिंगळविषयक गणितनुं विस्तारथी विवेचन कर्युं छे. सकळ भारतीय कवितारचना केवी नियमित छे ते आ भाग बतावी आपे छे. नवीन जाति के वृत्त रचवानी रीति एमां बतावी छे. पृष्ट ... ... २- ०-०

१६ रणपिंगळ भाग ३ जो. **वैदिक छंदः प्रकरण.** वेदमां वपरायला छंद अने तेना भेदनी विस्तारपूर्वक समजुती आपी छे. वेद माहेला मूळ छंद दृष्टान्तरूपे उतारया छे. पृष्ठ संख्या १८+१३६=१५४ ... ... ... ०-१२-०

१७ रणपिंगळ भाग ३ जो **डिंगळ अथवा मारवाडी गीत रचना.** मारवाडी भाषामां मूळ ग्रंथ रघुनाथरुपक अने बुद्धि-विलास आदि छे, ए ग्रंथोनुं संशोधन करीने तेनी रचना गूजरातीमां करी छे. पृष्ठ ६+१३४=१४० .. . ०-१२-०

१८ रणपिंगळ भाग ३ जो. **फारसी कवितारचना अथवा बेतबाजी**—फारसी अने उर्दु भाषामां रचाती कविता रचवाना नियम जेने वजन कहेवामां आवे छे ते. गूजराती भाषामां हवणां बेतो रचाय छे, अने तेने गझल एवुं खोटुं नाम आपे छे. गझल ए कविता रचनानुं नाम नथी, पण काव्योना भेद मांहेलो एक काव्यभेद छे. जेओने खरी बेतो रचवी होय तेओ माटे आ आधाररूप ग्रंथ छे. पृष्ठ ३५२. १- ०-०

उपरना अं. १६, १७, १८ ना एकठा बांधेला त्रण भागोने रणपिंगळ भाग ३ जानुं नाम आपेलुं छे तेनुं भेगुं मूल्य ... २- ८-०

१९ यूरोपियनोनो पूर्वप्रदेश आदि साथे व्यापार, भाग १ लो, अथवा हिंदनो व्यापारी इतिहास, जेमां नामदार ईस्ट इंडिया कंपनीनो हिन्द साथे संबंध थयो तेनो वृत्तान्त, तथा व्यापारनी स्थिति जणाववामां आवी छे तेमज, त्यार पछीनो ब्रिटिश हिन्दनो चालु व्यापार, आज सुधीनो, दाखल करवामां आव्यो छे. पृ. १४+४७६=४९० ... २- ८-०

२० यूरोपियनोनो पूर्वप्रदेश ( ईस्ट इंडिझ ) आदि साथे व्यापार भाग २ जो, अथवा स्पेन अने पोर्टुगाल ए बंने देशोनो भूमिशोध, व्यापार अने वृत्तान्त. १६+१२०+३७६=५१२ २- ८-०

२१ यूरोपियनोनो पूर्वप्रदेश आदि साथे व्यापार. भाग ३ जो. अथवा नेधरलेंड-हॉलेंड अने बेल्जियम ए बंने देशोनो व्यापार अने वृत्तान्त. पृष्ठ ८+४००=४०८ ... ... २- ८-०

२२ यूरोपियनोनो पूर्वप्रदेश आदि साथे व्यापार. भाग ४ थो. स्कांडिनेविया—डेन्मार्क स्वीडन अने नॉर्वे तथा ऑस्ट्रिया, हंगरी अने जर्मनी, ए देशोनो व्यापार अने वृत्तान्त वर्णवेलो छे. पृष्ठ ६०+८+४४४=५१२ ... ... .... २- ८-०

**હવે પછી નવી આવૃત્તિ છપાવવાની છે એવાં પુસ્તકો.**



**હસ્તલિખિત ગ્રંથો છપાવવાને તૈયાર છે તે.**



---

**ઉપરનાં પુસ્તકો મળવાનાં ઠેકાણાં.**

મુંબઈ—એન. એમ. ત્રિપાઠી એણ્ડ કમ્પની, પ્રિન્સેસ સ્ટ્રીટ.
મુંબઈ—પંડિત જેઠારામ મુકુંદજી. કાલબાદેવી રોડ.

---